

ફેબ્રુઆરી ] વર્ષ : ૨૧ ☆ અંક : ૪ [ ૧૯૪૧
બાલજીવન કાર્યાલય : બાજવાડા : વડોદરા
તંત્રી : રમણલાલ નાનાલાલ શાહ
લવાજમ : વાર્ષિક રૂ. ૩). હિંદ બહાર રૂ. ૪|. બ્રહ્મદેશ રૂ. ૩|||. છૂટક અંક રૂ. ૦|. (ટ. ખ. સ

# બાલજીવન

# બાલજીવન

તંત્રી : રમણલાલ નાનાલાલ શાહ

માનદ વ્યવસ્થાપકો { નાગરદાસ ઇ. પટેલ / વલ્લવદાસ ચીમનલાલ શાહ }

બાલજીવન કાર્યાલય, બાજવાડા, ઘોળીકુઇ, વડોદરા

વાર્ષિક લવાજમ: રૂ. ૩
ટ. ખર્ચ ને ભેટચોપડી
સાથે. * છૂટક ૪ આના

ટપાલખર્ચ સાથે
હિંદ બહાર રૂ. ૪।
બર્મા માટે રૂ. ૩॥

**અગત્યનાં નિયમો:**—(૧) બાલજીવન માસિક દર અંગ્રેજી મહિનાની ૮ મી તારીખ સુધીમાં નિયમિત પ્રગટ થાય છે. (૨) પત્રવ્યવહાર કરતી વખતે ગ્રાહકોએ પોતાનો ગ્રાહક અંક હમેશાં લખવો જોઇએ; તેમ જ લેખકો અને વાચકોએ જવાબ માટે ટપાલની ટીકીટો કે જવાબી ટપાલકાર્ડ મોકલવું જોઇએ. (૩) બાલજીવન માટે મોકલવામાં આવતા લેખો, છબીઓ, અથવા ચિત્રો પૈકીજે નિરૂપયોગી જણાય છે, અને જેની સાથે મોકલનારનું નામ, સરનામું, તથા લેખ પાછો મોકલવા પૂરતી ટપાલની ટીકીટો હોતી નથી તેનો નાશ કરવામાં આવે છે. શકય હોય ત્યાં લેખની પ્રત રાખીને જ લેખો મોકલવા. (૪) સ્વીકૃત છબી, ચિત્ર, કે લેખ સાચવવાનો અથવા અસ્વીકૃત ચીજ પરત મોકલવાનો દરેક શકય પ્રયત્ન કરવામાં આવશે, પણ તેને અંગેની કોઈ પણ જોખમદારી અમે સ્વીકારતા નથી. (૫) માસિકનો કોઇ પણ અંક ન મળ્યાની ફરિયાદ **તે મહિનાની આખર સુધીમાં** કરવામાં નહિ આવે તો પાછળથી અંક સીલક હશે તો જ મળી શકશે. ગ્રાહક અંક હમેશાં જરૂર લખવો. (૬) સરનામું બદલવું હોય ત્યારે જે સરનામે માસિક મળતું હોય તે પ્રથમ લખી પછી નવું સરનામું લખવું, જેથી ભૂલચૂક થાય નહિ.

## ભેટચોપડી મેળવવાની વિગતો

(૭) "બાલજીવન" ના ચાલુ ૨૧ મા વર્ષના ( સંવત ૧૯૯૭ ના ) ગ્રાહકોને **ઈસપની નીતિકથાઓ-(૨)** નામની સુંદર સચિત્ર ચોપડી (પૃષ્ઠ ૧૬૦ કિંમત રૂ. ૧-૦-૦) ભેટ આપવામાં આવે છે. (૮) ચાલુ ગ્રાહકોને ભેટની ચોપડી જે મહિનામાં એમનું નવું લવાજમ વસૂલ થશે તે મહિનામાં મોકલીશું. ઑકટોબર ૧૯૪૧ લગીનું લવાજમ વસૂલ થયું હોય એ ગ્રાહકોને જ ચાલુ વર્ષની ભેટચોપડી મળી શકે છે. ન સમજ પડે તો પત્ર લખી પૂછાવો. ( ૯ ) માસિકનું નવું વર્ષ નવેમ્બરથી શરૂ થાય છે માટે ત્યારથી જ ગ્રાહક થવું ઇષ્ટ છે કે જેથી વર્ષનું સંપૂર્ણ પુસ્તક બની શકે.

**મુંબઈના એજન્ટો**—(૧) એન. એમ. ઠક્કરની કં. (૨) આર. આર. શેઠની કંપની, (૩) ધી જનરલ બૂક ડીપો (૪) શિષ્ટ સાહિત્ય ભંડાર (૫) સી. જમનાદાસની કં. પ્રિન્સેસ સ્ટ્રીટ ***અમદાવાદમાં**-ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો **સુરતમાં**-યુગાંતર કાર્યાલય, ગોપીપરા. * **ભાવનગર:** બૂકસેલર સાકરલાલ ક. વોરા-રૂવાપરી બજાર તથા સૌરાષ્ટ્ર સ્ટોર્સ, ખાર રોડ* એજન્ટોને ત્યાં લવાજમ ભરી શકાશે. અમારાં પ્રકાશનો પણ ત્યાંથી મળશે.

**'બાલજીવન' કાર્યાલય** બાજવાડા ઘોળીકુઇ, **વડોદરા**

# બાબુલીન

卐 બાળકોને નિરોગી અને તંદુરસ્ત રાખે છે. 卐



卐 બાળકોને નિરોગી અને મજબૂત બનાવે છે. 卐

**સોલ એજન્ટ : બી. એ. ઍન્ડ બ્રધર્સ**

૭૨, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ-૨ 卐 ૨-૩, કલાઇવ રો, કલકત્તા

જો તમો તમારાં બચ્ચાંઓને તંદુરસ્ત જોવા ઇચ્છતા હોય તો......



## ગાંધીનું બાલામૃત

આપવાનું શરૂ કરો. નાન બચ્ચાંઓને મજબૂત બનાવી લોહી વધારવા માટે અજોડ સાબીત થઇ ચૂકયું છે. બાળકોને ખાંસી, જીર્ણજ્વર, ઉંટાટિયું તથા દાંત આવતી વખતનાં દર્દોમાંથી બચાવી રૂષ્ટપુષ્ટ બનાવે છે.

સોલ એજન્ટ :—
સી. સી. મહાજનની કું.
મુંબઇ નં.-૨

વડોદરા સ્ટોકિસ્ટ: મરાઠે ઍન્ડ સન્સ, રાવપુરા

(185)

નિર્દોષ અને વિશ્વાસપાત્ર જાહેર ખબરોને જ અમે સ્થાન આપીએ છીએ.

Bombay Baroda Assurance Co. Ltd., BARODA

# બોમ્બે બરોડા

## એસ્યુરન્સ કંપની, લિમિટેડ.

સ્થાપના : સને ૧૯૨૫ ] 卐 [ હેડ ઑફિસ : વડોદરા

ચેરમેનઃ—રાજ્યરત્ન શ્રી. બી. કે. ભાટે, એમ. એ. (કેન્ટબ)
એકાઉન્ટન્ટ જનરલ, વડોદરા રાજ્ય

—: ડાયરેક્ટર્સ :—

કર્નલ શ્રીમંત ભાઉસાહેબ વિઠ્ઠલરાવ ગાયકવાડ
ડૉ. મીસ. જી. એચ. લીમયે, એમ. બી. બી. એસ.
રાજ્યરત્ન ગુણવંતરાય ગિરધરરાય મજમુંદાર,
બી.એ., એલએલ. બી.

શેઠ પિરોજશા પેસ્તનજી કૉન્ટ્રાક્ટર, (એકસ ઓરીશીઓ)
મેનેજીંગ એજન્ટ : પી. પી. કૉન્ટ્રાક્ટર ઍન્ડ કંપની
જનરલ મેનેજર : અનંત પદ્મનાભ રાવ
સેક્રેટરી : કીર્તનલાલ એ. ત્રિવેદી

| છેલ્લું જાહેર થએલું | **બૉમ્બે બરોડા** | આકર્ષક બોનસ |
| --- | --- | --- |
| હયાતિના વીમા ઉપર રૂ. ૫૦ | સેવા, સદ્ધરતા તથા સહીસલામતી માટે વિશિષ્ઠતા ધરાવે છે. | જિન્દગીના વીમા ઉપર રૂ. ૬૦ |

**...એજન્સીઝ, બ્રાન્ચીઝ અને ઓર્ગેનાઈઝીંગ ઑફિસો...**

મુંબઇ, પૂના, સુરત, અમદાવાદ, મહેસાણા, ભાવગર, દાહોદ, રતલામ, ઇંદોર, ઉજ્જૈ, ભોપાળ, કલકત્તા, મદ્રાસ, કોલંબો, હુબલી, કર્ણાટક, મલબાર, વગેરે

નિર્દોષ અને વિશ્વાસપાત્ર જાહેર ખબરોને જ અમે સ્થાન આપીએ છીએ.

(૪૯)

સરકારી કેળવણી ખાતા તરફથી શાળા લાયબ્રેરી માટે મંજુર થયું છે. આપ નવા વર્ષના બજેટમાં આ માસિકનો જરૂર સમાવેશ કરશો.



નિર્દોષ અને વિશ્વાસપાત્ર જાહેરખબરોને જ 'બાલજીવન'માં સ્થાન હોય છે.



વસંતોત્સવ નૃત્ય

વર્ષ ૨૧ : અંક ૪ ] મહા : સંવત ૧૯૯૭ [ ફેબ્રુઆરી : ૧૯૪૧




# ભારત માત અમારી

ભારત માત અમારી,
ભારત માત અમારી !
પ્રાણોથી પણ એ છે પ્યારી,
એની ખુબી છે જગમાં ન્યારી,
ભારત માત અમારી.

જેનાં ગિરિશૃંગોની ઉપર
રાષ્ટ્રધ્વજા ફરકી રહી ફર....ફર
જેનાં બાળ થયાં છે વીર નર,
પૃથુ, શિવાજી, પ્રતાપ, અકબર,
ગાંધી જવાહીર ને સરદાર,
ભારતમાના તા ર ણ હા ર !
ઇચ્છી રહ્યાં ભારત નરનારી
સ્વતંત્રતા ભારતની પ્યારી !
ભારત માત અમારી
ભારત માત અમારી !

ધનંજય ર. શાહ (૧૬)

# ગાયો  આવી

હાં રે ગાયો આવી !
હાં હાં રે ગાયો આવી !
શીંગડીઓ મસ્ત ચગાવી રે ! ગાયો આવી !

હાં રે ગાયો આવી !
હાં હાં રે ગાયો આવી !
રૂમઝુમ ઝાંઝર ઝમકાવી રે ! ગાયો આવી !

હાં રે ગાયો આવી !
હાં હાં રે ગાયો આવી !
ગંગનાંગણ ગોરજ છાઇ રે ! ગાયો આવી !

હાં રે ગાયો આવી !
હાં હાં રે ગાયો આવી !
સન્ધ્યાએ શેરી સજાવી રે ! ગાયો આવી !

હાં રે ગાયો આવી !
હાં હાં રે ગાયો આવી !
બહેનીએ લીધી વધાવી રે ! ગાયો આવી !

હાં રે ગાયો આવી !
હાં હાં રે ગાયો આવી !
વાછડીઓ બચબચ ધાવી રે ! ગાયો આવી !

રમણિક અરાલવાળા



# બાલપાંદો

## એ કેવું ?

નદી એની મેળાએ વહે. ઝાડ એની મેળાએ ઊગે. સૂરજ એની મેળાએ ઊગે. પક્ષી એની મેળાએ ઊડે. બકરી એની મેળાએ દોડે. મચ્છર એની મેળાએ, કાગડો એની મેળાએ, ફૂલ એની મેળાએ. મેળાએ....મેળાએ....મેળાએ, બધાં પોતાની મેળાએ. હું એક મેળાએ નહિ. બા કહેશે, તારી મેળાએ નહિ, બાપા કહેશે, તારી મેળાએ નહિ; માસ્તર કહેશે તારી મેળાએ નહિ. આ તે કેવું કહેવાય ?

## કેવી મજા !

મેળાએ રમવું, મેળાએ ભમવું, નોકર વિનાની કેવી મજા !
મેળાએ ભણવું, મેળાએ ગણવું, માસ્તર વિનાની કેવી મજા !
મેળાએ ધોવું, મેળાએ સૂકવવું,
ધોબી વિનાની કેવી મજા !
મેળાએ રાંધવું, મેળાએ ખાવું,
મહારાજ વિનાની કેવી મજા !
મેળાએ વાળવું, મેળાએ ચોળવું,
જાતે કરવાની જોઇએ રજા !
મેળાએ લખવું, મેળાએ વાંચવું,
મેળાએ કરવાની કેવી મજા !
મેળાએ માંજવું, મેળાએ બાંધવું, ઘાટી વિનાની કેવી મજા !
મેળાએ જાણવું, મેળાએ:જીવવું, મદદ વિનાની કેવી મજા !

સ્વ. ગિજુભાઈ



# જૂનો ધારો તોડવો છે



એક હતો કૂકડો. જંગલમાં એક ઝાડ ઉપર એ રહેતો હતો.

થોડે દૂર એક રાની બિલાડી હતી. પેલા કૂકડાનાં બધાં સગાંવહાલાંને મારી ખાધાં હતાં. એક કૂકડો જ બચી ગયેલો.

બિલાડીએ વિચાર કર્યો, 'એ પક્કો કૂકડો મારા લાગમાં હજુ સુધી નથી આવ્યો; પણ આજ હું એને ગમે તેમ કરીને ફસાવું.'

આવો વિચાર કરીને બિલાડી પેલા કૂકડાવાળા ઝાડ નીચે આવી ને બોલી: "મીઠા સુરના પંખીરાજ, નીચે આવો, મારે તમારી સાથે ભાઇબંધી બાંધવી છે."

પણ કૂકડો હોંશીઆર હતો. એ બિલાડીની લુચ્ચાઇ સમજી ગયો ને બોલ્યો, "ડાહ્યાંડમરાં બાઇસાહેબ, તમારે ચાર પગ છે ને મારે બે છે. આપણી વચ્ચે તે ભાઇબંધી હોઇ શકે ?"

બિલ્લીબાઈ બોલ્યાં: "પંખીરાજ, મારે જૂનો ધારો તોડવો છે. મારે તમને સુખી કરવા છે."

"ભલાં બિલ્લીબાઇ, તમે જ મારાં સગાંવહાલાંને મારી નાખ્યાં છે. ભલી બાઇ, હવે મને ય છેતરવો છે ? જાવ, બાઇ-સાહેબ, પાછાં ચાલ્યાં જાવ."

બિલાડીએ છેવટે જાણ્યું કે કૂકડો હવે આપણા લાગમાં નહિ આવે.

બિલ્લીબાઇ વીલે મોઢે અને ઢીલા પગે ચાલ્યાં ગયાં.

ચન્દ્રશંકર મ. ભટ્ટ




( રાગ : સૈદાનો )

પતંગોએ પાયમાલ કીધા રે,
ઘણાઓના જાન જ લીધા રે.—ટેક.

સીંગોડો કહે હું સાફ કરૂં ને, અડધીઓ કહે અપાર,
મંગીદારની મોજ લૂંટતાં, નાણાંની મારામાર.—પતંગોએ.
મથ્થેદાર કહે મારી વાતો આકાશ માંહે થનાર,
ટીલવા કેરો વાગે તડાકો કે તડાક તૂટી જનાર.—પતંગોએ.
છરો કહે કે છોકરાં આગળ, મારું જ ચાલે જોર,
રડાવી રડાવી માબાપ પાસે મંગાવું પતંગ....દોર.—પતંગોએ.
વાઘરણ કહે રંગ–બે–રંગે મારો સજ્યો શણગાર,
જુદાજુદા ઘાટ વડે હું તો વહાલી લાગું અપાર.—પતંગોએ.
ગગન માંહી ઘૂમી રહ્યો છે ચટકે ચાંદા–દાર,
કાપુ ! કાપુ ! કરતાં તે તો તરત કપાઇ જનાર—પતંગોએ.
ફૂઇડકો મારે કુદીબાઇ ને ઠેરઠેર કરે ફજેત,
છસ્સ દઇને છસ્કી કહે છેઃ મૂરખ ! હજુ તું ચેત.—પતંગોએ.
પટ્ટો, ચાપટ, ચકલી ને વળી લીટી ને પ્યાલાદાર,
કાગળનાં એ સર્વે રમકડાં પળમાં ફાટી જનાર.—પતંગોએ.
કપાતાં પતંગ દોર લૂંટે તો નળીઆંની મારામાર,
નઠારી નઠારી એબલગામણી ગાળોનો નહિ પાર—પતંગોએ.
પતંગ માટે છાપરા ઉપર દડબડ કાઢે દોટ,
દોડતાં કદાચ ચૂકી ગયો તો જબરી લાગે ચોટ.—પતંગોએ.
કંઇક જણાના ટાંટિયા ભાંગ્યા, કંઇકના ગયા જાન,
કંઇક જણાએ પતંગ કાજે કાયા કરી કુરબાન !—પતંગોએ.
માટે કહું છું બન્ધુઓ મારા ! એમાં નથી કાંઇ સાર,
પૈસા તણું ઘણું પાણી થાયે ને તકરાર થાય હજાર.—પતંગોએ.

મનસુખરામ મો. રાણા



# બાલસાહિત્યના લેખકો

## દેશળજી પરમાર

ઉત્તમ પ્રકારનાં ગીતોના લેખક તરીકે દેશળજી પરમારને આજે કોણ નથી ઓળખતું ?

દેશળજી કાનજી પરમારનો જન્મ તા. ૧૨ મી જાન્યુઆરી ૧૮૯૪ ના રોજ થયો હતો. એમની હાલની ઉંમર ૪૭ વર્ષની છે. એમના પિતાનું નામ કાનજીભાઇ જીવાભાઈ પરમાર છે, અને માતાનું નામ જીવીબાઈ છે. એઓ જ્ઞાતિએ રજપૂત છે. એમનું મૂળ વતન ગોંડલ સંસ્થાન તાબાનું ગણોદ ગામ છે. એમનું જન્મસ્થળ સરદારગઢ (સોરઠ) છે.

એમના પિતાશ્રી કાઠિયાવાડ એજન્સીમાં કેળવણી ખાતામાં હતા. એમના દાદા જીવાજીએ બહારવટું કરેલું, છતાં એ ભારે ખાનદાન અને દિલના દરિયાવ હતા. દાદાના એ અમીરી ગુણો પૌત્રમાં ઊતરેલા છે.

દેશળજીએ સન ૧૯૧૬ માં બી. એ. ની પરીક્ષા પસાર કરી છે.

એમનો ધંધો શિક્ષણનો છે. એમના શિક્ષણના વ્યવસાય અંગે અમદાવાદ, ગોંડલ, સૂરત વગેરે જુદીજુદી જગ્યાએ એમણે કામ કર્યું છે, અને ફરી પાછા હમણાં થોડાક માસથી સૂરત છોડીને અમદાવાદના એક પ્રખ્યાત બાલમંદિરમાં રોકાયા છે.

એક ઉત્તમ શિક્ષક તરીકેના બધા અંશો એમનામાં નજરે પડે છે.

અમદાવાદમાં એમનું પ્રવૃત્તિકેન્દ્ર 'કુમાર' કાર્યાલય હતું. સૂરતમાં એમનું પ્રવૃત્તિકેન્દ્ર 'શ્રી નર્મદ સાહિત્યસભા' હતી.

અમદાવાદમાં પણ એમણે એ પરીક્ષાનું કેન્દ્ર સ્થાપ્યું છે.

એમનો પ્રિય વિષય કાવ્યનો છે. એમણે બાળકો, કિશોરો અને યુવાનો માટે નવી ભાવનાવાળી, નવા આદર્શોવાળી, નવા વિચાર અને લાગણીવાળી ઘણીબધી કવિતાઓ લખી છે.

એમનો કવિતાનો અભ્યાસ ઊંડો છે, અને બીજાને માર્ગદર્શનરૂપ થઇ પડે તેવો છે.

એઓ પદ્ય પેઠે ગદ્ય પણ લખે છે. પદ્યની પેઠે ગદ્ય ભાવનાભર્યું અને કવિત્વમય હોય છે. એઓ ગુજરાતના પ્રતિનિધિ કવિ અને લેખક છે.

એમને ખાસ કરીને કાકાસાહેબ કાલેલકરનાં પુસ્તકો વધુ ગમે છે. બાળકો માટે એઓ ૧૭ વર્ષથી તૂટકતૂટક લખે છે. એમનાં કાવ્યો 'બાલજીવન', 'બાલમિત્ર', 'કુમાર'નો બાલવિભાગ અને બીજાં જાણીતાં બાલમાસિકોમાં તેમ જ મોટાંઓ માટેના માસિકોમાં પ્રકટ થાય છે. એમનાં બાલકાવ્યો બાળકો હોંસેહોંસે વાંચે તેવાં હોય છે.

આજથી દસ વર્ષ ઉપર એમનાં કાવ્યોનું પુસ્તક 'ગૌરીનાં ગીતો' પ્રકટ થયું હતું.

બાળકો માટેના એમનાં રચેલાં નીચેનાં પુસ્તકો બહાર પડી ચૂકયાં છે, અને બાળકોને તે ખૂબ ગમ્યાં છે.

(૧) ગૌરીનાં ગીતો (નવીન કાવ્યો) કિં. ૦–૮–૦
(૨) ગલગોટા (જોડકણાં) કિં. ૦–૧૦–૦
(૩) ટહૌકા (જોડકણાં–નવીન કાવ્યો) કિં. ૦–૮–૦

અત્યારે એઓશ્રી અમદાવાદમાં વસી રહ્યા છે. એમણે આખું જીવન જ સાહિત્યમય બનાવી દીધું છે, અને સાહિત્યની અનેક પ્રવૃત્તિમાં રસપૂર્વક સાથ આપી રહ્યા છે.



## વલ્લભદાસ અક્કડ

બાલસાહિત્યના આ જૂના પ્રતિષ્ઠિત લેખકને ખાસ કરી દક્ષિણ ગુજરાતની બાલપ્રજા તો બહુ જ સારી રીતે પીછાણે છે.

વલ્લભદાસ જમનાદાસ અક્કડનો જન્મ સંવત ૧૯૬૦ના ફાગણ સુદી બીજ (તા. ૧૮–૨–૧૯૦૪) ના રોજ થયો હતો. એમની હાલની ઉંમર ૩૭ વર્ષની છે.

એમનો અભ્યાસ અંગ્રેજી સાત ધોરણ સુધીનો છે.

એઓ હાલ સૂરતની સાર્વજનિક એજ્યુકેશન સોસાયટીમાં મુખ્ય કારકુન તરીકે કામ કરે છે.

એઓશ્રીએ લગભગ પંદર વર્ષ પહેલાં બાલસાહિત્ય લખવાની

શરૂઆત કરી હતી.

એમના સૌથી વધુ પ્રિય વિષય ઇતિહાસ અને સાહિત્ય છે. એમને જીવનચરિત્ર, ઇતિહાસ અને સાહિત્યના ગ્રન્થો વધુ ગમે છે.

સામાન્ય રીતે કારકુન તરીકેનું કામ મગજમારીનું અને નીરસ હોય છે. છતાં પોતાના વ્યવસાય ઉપરાંત એઓએ સાહિત્યસૃષ્ટિમાં ઘણી સેવા આપી છે અને આપી રહ્યા છે. સૂરતની એક પણ સાહિત્યની પ્રવૃત્તિ કે મંડળ એવું નહિ હોય કે જેમાં એમનો સહકાર ન હોય. એઓશ્રી સૂરતની શ્રી નર્મદ સાહિત્યસભાના મંત્રી છે. રાષ્ટ્રભાષાના પ્રચાર માટે પણ એઓશ્રી અથાગ શ્રમ લઈ રહ્યા છે. રાષ્ટ્રભાષાના અભ્યાસમાં મદદરૂપ થઇ પડે તેવું "હિંદુસ્તાની પ્રવેશિકા" નામનું એમનું લખેલું પુસ્તક આ વરસમાં જ બહાર પડયું છે.

સુરતના ગાંડીવ સાહિત્ય મંદિરે એમનાં બાળકો માટેનાં થોડાંક પુસ્તકો બહાર પાડયાં છે. શ્રી નટવરલાલ વીમાવાળા અને એમણે બંનેએ ભેગાં મળીને એમની કેટલીક કૃતિઓ સંયુક્ત નામથી પ્રસિદ્ધ કરી છે.

એમની બાલસાહિત્યની સેવા ઘણી જુની છે. જે અરસામાં બાલ-સાહિત્ય પ્રકટ થવાની શરૂઆત હતી તે અરસામાં એમણે બાલસાહિત્યને જે સેવા આપી છે, તે કીંમતી ગણાય.

આપણું 'બાલજીવન' માસિક એમણે જોયું છે અને એઓને 'બાલજીવન' સારું જણાયું છે. 'બાલજીવન' માટે એમનો મત ઊંચો છે.

બાળકો માટેનાં એમનાં નીચેનાં પુસ્તકો બહાર પડી ચૂકયાં છે અને બાળકોએ તે હોંસેહોંસે વાંચ્યાં છે.

(૧) ધૂપસળી (વાર્તા. કિં. ૦-૪-૦. શ્રી. નટવરલાલ વીમાવાળા સાથે.)
(૨) બાળડાયરી (નોંધપોથી. કિં. ૦-૩-૦. શ્રી. નટવરલાલ વીમાવાળા સાથે.)
(૩) બાલપત્રો (પત્રસાહિત્ય. કિં. ૦-૩-૦ )
(૪) બરફીપુરી ( વાર્તા. કિં. ૦-૬-૦ )
(૫) બાપુની સ્વરાજ્યયાત્રા (૬) ભારતના ઇતિહાસની વાતો (૭) હિંદુસ્તાની પ્રવેશિકા.

શાંતિલાલ દામોદરદાસ મહાજન



# નવા વર્ષના ઉત્સવો

**ફ્રાન્સ-જર્મની અને ઇટાલીના નવ વર્ષોત્સવની પ્રથાની વાતો આ લેખમાં વાંચો**

ફ્રાન્સમાં નવા વર્ષના ઉત્સવની વિશિષ્ટતા અજબ છે. વર્ષના છેલ્લા દિવસથી ખાણીપીણી શરુ થાય છે અને નિશાળો, કોલેજો, કચેરીઓ, વગેરે બંધ રહે છે.

લોકો એ દિવસે સારો પોશાક પહેરી બનીઠનીને નીકળે છે, અને એકબીજાને મળવા હળવાનું ચાલુ રાખે છે.

'તમારું નવું વર્ષ મંગલમય બનો, એમ કહી એક બીજાને અભિનંદન આપે છે. સડકોને કિનારે દુકાનોની હારની હાર લાગી જાય છે, અને ત્યાં તરેહવાર ચીજો વેચાતી મળે છે.

આપણા દેશનો જાણે મેળો ભરાયો હોય એવાં દૃશ્યો ત્યાં દેખાય છે. એક બીજાને હળવુંમળવું એ આ ઉત્સવનું ખાસ અંગ બની રહે છે. મિત્રો એક બીજાને ત્યાં ફૂલોની અને ફળોની ટોપલીઓ મોકલે છે.

## જર્મનીનો નવ વર્ષોત્સવ

જર્મનીમાં આ ઉત્સવ ફ્રાન્સની માફક જ ઉજવાય છે. ત્યાં પણ નવા વર્ષના પહેલા દિવસે ખાવાપીવાની ધૂમ મચે છે. એક સામટા શરાબ પીતા લોકો એકબીજાઓનું કલ્યાણ ઇચ્છતા કહે છે કે, આપને આ નવું વર્ષ સુખ સમૃદ્ધિથી સંપૂર્ણ બનો.

## ઇટલીની પ્રથા

ઇટલીમાં નવા વર્ષને દિવસે એક વિચિત્ર વસ્તુ દેખાય છે. ત્યાં બીજા દેશોની માફક કંઇ ધામધૂમ હોતી નથી, પણ તડકામાં નળ અગર કૂવાઓ ઉપર છોકરાંઓની ભીડ જામે છે, અને જે છોકરીઓ પાણી ભરવા આવે છે એની પાસેથી કંઇક ઇનામ લીધા વગર પાણી ભરવા દેતા નથી !

ત્યાંના લોકોમાં એવી માન્યતા છે કે નવે વર્ષ જે પહેલું પાણી પીએ એનું નવું વર્ષ સદ્‌ભાગ્યવાળું બને છે. આને લીધે આવો રિવાજ ત્યાં પડયો છે.

કુ. સરલાદેવી રાયચુરા




# હીરામણિ

એક હતી ડોસી. તે ઘણી ભલી ને માયાળુ હતી. ગામમાં બધાં તેના તરફ વહાલથી જોતાં. ઘણાં વરસ પહેલાં ગામમાં ઉપરાઉપરી દુકાળ પડયા, ને તે ડોસીનો છોકરો તથા વહુ પોતાની એક નાની છોકરીને મા પાસે મૂકી ખોરાક–પાણીની શોધમાં દૂર દેશ જતાં રહ્યાં. પહેલાંના વખતમાં આગગાડી ન હતી, એટલે એ બિચારાં ગરીબ લોકો ગયા તે ગયાં. છોકરી ને ડોશી તેમની વાટ જોતાં, સુખેદુખે દિવસ કાઢતાં હતાં.

તે છોકરીનું નામ હીરામણિ હતું. તેને પોતાનાં માબાપ યાદ જ ન હતાં. ડોશીને જ તે પોતાનું સર્વસ્વ ગણતી. હવે તો હીરામણિ સાત વરસની થઇ હતી, અને ડોશી ઘણી ઘરડી થઇ ગઇ હતી. તેનાથી કંઈ કામ થતું નહિ, અને તે હીરામણિને વઢતી.

હીરામણિને લાગ્યું કે તે હવે મોટી થઇ છે, અને દાદીમાને તેણે મદદ કરવી જોઇએ. તે સંસ્કારી અને બુદ્ધિશાળી હતી. ભીખ માગવી એ તેને બહુ જ હલકું લાગતું. છેવટે સ્ટેશન ઉપર જઇ ઊતારૂઓનો સામાન ઊંચકવાની મજૂરી તેણે કરવા માંડી. જે પૈસા મળે તેમાંથી તે અને ડોસી ખાતાં. ડોશીની તેને બહુ દયા આવતી.

એક વખત ખૂબ ધોધમાર વરસાદ પડતો હતો. ત્રણ દિવસથી સૂરજ દેખાયો નહોતો. આખા ગામમાં પાણીપાણી થઇ ગયું હતું. તે વખતે હીરામણિની ઝુંપડી પણ પલળી ગઇ હતી. તેણે ડોશીને ખૂબ કોથળા ભેગા કરી પથારી કરી આપી. ઢીબમાં દેવતા સંકોરી જરા તાપ કર્યો, ને બહાર ઉભરાતી પાણીની હેલી જોવાને બહાર આવી.

ઢીંચણપૂર પાણી ચાલી જતાં હતાં. સઘળે જળજળ બંબાકાર થઇ ગયું હતું. ત્યાં દૂરથી પાણીમાં કંઇક તણાતું હીરામણિની નજરે પડયું. તે પરગજુ હતી. આટલી નાની ઉમરમાં પોતાની દાદી પાસે તરતાં શીખી હતી. હિંમતથી મહામહેનતે વરસાદમાં દોડી અને તણાતી વસ્તુ ઝાલી લીધી.

એ ત્રણેક વરસનો છોકરો હતો. છોકરાનો ખૂબ જોરથી હાથ પકડી રાખી, તે પોતાની ઝુંપડી તરફ વળી. છોકરો ઘણું પાણી પી ગયો હતો. ડોસીના કહેવાથી તેણે તેને ઉંધો લટકાવ્યો, અને પછીથી તેનાં કપડાં કાઢી નાખી પોતાનાં ફાટલાં કપડાંથી તેને લૂછી નાખી, તાપણીથી શેકવા લાગી.

રાતમાં છોકરાએ આંખ ઉઘાડી. દૂધ માગ્યું. તેને હીરામણિએ થાબડીને સુવાડી દીધું. પોતે કોઇ દિવસ દૂધ પીધું નહોતું. ગરીબને ત્યાં દૂધ કયાંથી હોય કે એ બાપડી આપી શકે? એની પાસે તો હતું એક માત્ર અંતરનું હેત. તે દૂધ કરતાં પણ વધુ મીઠું હતું. તેણે નાના બાળકને હેતથી પંપાળ્યું. છોકરાને પોતાનો ભાઈ હોય, તેમ વહાલ કરવા લાગી. તેણે માગેલું દૂધ લાવવાના પૈસા ભેગા કરવા સવારમાં વહેલીવહેલી સ્ટેશને મજૂરી ખોળવા ગઇ.

એક બાઇને નાની હાથ પેટી હાથમાં લઇ તેણે ફરતી જોઇ, ને તે ઉપાડી લીધી.

"કયાં જવું છે?" હીરામણિએ પૂછ્યું.

"પોલીસ ચોકી પર." તે બાઇ બોલી, ને ચાલવા લાગી. ગામ બહુ મોટું નહોતું. ઘોડાગાડી કોક જ દેખાતી. પોલીસ ચોકી પર આવી તે છોકરીએ આનો માગ્યો.

જમાદાર સાહેબ ઊભા હતા. પેલી સ્ત્રીએ પૂછ્યું: "કાંઇ પત્તો લાગ્યો?"

"આખી રાત ધોધમાર વરસાદ પડયો છે. કોઇથી બહાર નીકળી શકાયું નથી." જમાદારે બેપરવાઇથી જવાબ દીધો.

હીરામણિ પૈસા માટે ઉતાવળ કરવા લાગી: "બા, ઝટ આનો આપો. મારો ભાઇ ભૂખ્યો છે. તેને દૂધ પાવું છે!"

"ઓહોહો! જોજો, મિજાજ! આવાં ભિખારાંને પાછાં દૂધ જોઇએ છે!" પેલી બાઇએ નાકનું ટીચકું ચડાવી તિરસ્કારથી કહ્યું.

"તમારી પાસે ભીખ નથી માગતી. અમે ભિખારી નથી. હીરામણિ જરા હિમ્મતથી બોલી.

"લે તારો આનો! મારો તો છોકરો ખોવાઈ ગયો છે. હું કયાં તમારા ગામમાં આવી?" પેલી બાઇ આનો આપતાં નરમ થઇ ગઇ.

તે આઠ દિવસથી તેની બહેનને ઘેર આ ગામમાં આવી હતી. કાલે તેઓ દૂર મહાદેવનાં દર્શને ગયાં હતાં. વરસાદનું જોર વધ્યું ને તેનો નાનો બચુ કાંઇ આડોઅવળો જતો રહી ભૂલો પડી ગયો હતો. બધાં યે ગામમાં શોધ્યો પણ છોકરાનો પત્તો લાગ્યો નહોતો. અત્યારે પોલીસ ચોકી પર તેની મા જાતે બાળકની ભાળ પૂછવા આવી હતી.

"શું તમારો છોકરો ખોવાઇ ગયો છે ?" હીરામણિએ આનો લેતાં પૂછ્યું.

"હા બહેન, હવે મૂક ને માથાઝીક !" તે બાઇ કંટાળતા બોલી.

"મને કાલે એક છોકરો જડયો છે. તે પાણીમાં તણાતો તણાતો જતો હતો. મહા મહેનતે તેને ભાન આવ્યું, ને તેણે દૂધ માગ્યું. પણ અમારા ગરીબના ઘરમાં શાનું દૂધ હોય ? અને તેથી જ વહેલી મજૂરી ખોળવા નીકળી છું." હીરામણિએ કહ્યું.

પેલી બાઇ નવાઇ પામી. "ચાલ, મને દેખાડ જોઇએ ?" એમ કહી તે હીરામણિની જોડે ચાલવા લાગી.

ગામ બહાર હીરામણિ એને પોતાની ઝુંપડીએ લઈ ગઇ.

રસ્તામાંથી બે પૈસાનું દૂધ ને બે પૈસાનો લોટ લીધો. ઘેર આવતાં તેનો ભાઇ બનેલો છોકરો ટુંટિયું વાળી બેઠો હતો. દૂરથી પોતાની માને જોઇ એ તો રાજી થઇ જોરથી હરખની બૂમો પાડી ઊઠયો.

પેલી બાઇનું નામ રમા હતું. તેણે એકદમ દોડીને બચુને તેડી લીધો. ઝુંપડીમાં ભોંય પર બેસી પડી. તેણે ઇશ્વરનો ઉપકાર માન્યો. હીરામણિએ આવી છાણાં ઠીબમાં નાખી દેવતા સળગાવ્યો. દૂધ ઉનું કરી લાવી. "લે ભાઇ, તારે દૂધ પીવું છે ?" તે બાળકને દૂધ પાવા લાગી.

રમાને આ છોકરી દેવતાઇ લાગી. પારકું બાળક છે અને પોતાની પાસે ખાવાપહેરવા કંઇ નહોતું, છતાં મજૂરી કરી તેને દૂધ પાય છે !

તે બોલીઃ "છોકરી, તારું નામ શું ?"

"હીરામણિ."

"હું તારો જેટલો પાડ માનું તેટલો ઓછો છે. તેં મારા છોકરાને જીવાડયો છે. તું મારી સાથે આવીશ ?" રમાએ પ્રેમથી પૂછ્યું.

"ના બા, આ મારી દાદીમા શું કરે ?" હીરામણિ બોલી.

"ત્યારે તને હું શું આપું ?"

"બા, શાને માટે ?" હીરામણિ નવાઇ પામીને બોલી.

"કેમ ? તેં આ છોકરાને જીવાડયો ને ?" બાઇ બોલી.

"લ્યો ! તેમાં શું થઇ ગયું ? કોઇ માણસને દુખમાં દેખીએ તો મદદ કરવી જ જોઇએ." હીરામણિએ કહ્યું.

હવે રમા હારી. તેણે પોતાની બેગ ઉઘાડી. રૂપીઆ પચાસની નોટો, પાંચ રોકડા, પોતાની બે સાડી–કબજા તેને આપ્યા. "લે બહેન, આ અમારી ભેટ. તું જ્યારે જરૂર પડે ત્યારે મારે ઘેર આવજે."

હીરામણિને ખૂબ નવાઇ લાગી. તેણે આવું બધું કદી જોયું નહોતું. "પણ આ બધું કયાં મૂકીશ ? મને ગામમાં કંઇ નોકરી અપાવો. હું બચુભાઇને રાખીશ." હીરામણિએ કહ્યું.

રમા તેને પોતાથી બહેનને ઘેર લઇ ગઇ. સર્વે બચુ જડયાની હકીકત જાણી ખુશી થયાં.

હીરામણિ આખા ગામમાં જાણીતી થઇ ગઇ. હવે તે સારી રીતે રહેવા લાગી. ડોસીમાને પણ વધારે સગવડ મળવા લાગી અને પૂરું ખાવાનું મળતાં, પાછાં ઘંટીએ દળવા બેસતાં થયાં.

☆ કીકીબહેન દુર્ગેશ્વર ત્રિવેદી

## ગલગોટો

મેં તો આંગણે વાવ્યો લાલ, સુંદર ગલગોટો !
એને આવવા લાગ્યો ફાલ, નાજુક ગલગોટો !
એને નિરખી ઠરતાં નેન, સુંદર ગલગોટો !
ફૂલ સૂંઘતાં ચડતું ઘેન, નાજુક ગલગોટો !
નિત્ય પરોઢે પાણી પાઉં, સુંદર ગલગોટો !
એને અડતાં યે લજવાઉં, નાજુક ગલગોટો !
થઇ સારા યે ગામને જાણ, સુંદર ગલગોટો !
એને અડવાની દઉં આણ, નાજુક ગલગોટો !
પણ એક દિન ઘસડે ક્રૂર, નાજુક ગલગોટો !
મને સાથે સાસરિયે દૂર, સુંદર ગલગોટો !
પછી બીજી સવારે, બહેન ! પ્યારો ગલગોટો !
કરમાયો—શું જાણું કેમ ? મારો ગલગોટો !

હરિલાલ પંડયા, બી. એ.

# રસીલાનું રસોડું




[ ગયા અંકના પાન ૧૩૮ થી અનુસંધાન ]

" વળી સવારના ચા કરતાં દૂધ વધે તો તેને બપોરના ઉપયોગ માટે ઉનું કરી રાખી મૂકવું જોઇએ. ઠંડું રાખવાથી બગડી જવાનો સંભવ રહે છે. રાત્રે જમવાના ઉપયોગમાં લેવાનું દૂધ હંમેશાં ગરમ કરીને જ વાપરવું. દૂધ લેવાનાં વાસણ પણ સ્વચ્છ હોવાં જોઇએ. એ બરાબર સાફ કરેલાં ન હોય તો દૂધ ફાટી જાય છે. "

" બહેન, ઠંડું દૂધ પીવાથી ઉલટું વધારે સારું ગણાય છે ને ?"

" એ ખરું, પણ એ તરતજનું દોહેલું હોય તો ઠંડું પીવાથી વધુ સારું લાગે છે. શેડકઢું દૂધ, એટલે કે દહોવાય કે તરત પીવા મળે એવું દૂધ સાકર નાખ્યા વગર અથવા ગરમ કર્યા વગર પણ બહુ જ સ્વાદિષ્ટ લાગે છે, અને ખૂબ પુષ્ટિકારક હોય છે. " રસીલાબહેને કહ્યું.

" રાંધવાનાં વાસણ, અને અનાજની પીપો વગેરે અમુક નક્કી કરેલી જગ્યાએ જ મૂકાવાં જોઇએ. ગમે તે જગ્યાએ મૂકવાથી જોઇએ તે વખતે તરત જડતાં નથી; શોધતાં વાર લાગે છે, અને કંટાળો આવે છે.

" અનાજ વગેરે ખપ પૂરતાં જ ભરવાં. અનાજનાં પીપ ડબ્બા વગેરેનાં ઢાંકણાં અનાજ કાઢયા પછી બરાબર બંધ કરવાં જોઇએ. જો અધખોલાં કે ઉઘાડાં રહી જાય તો પછી ઉંદરમામા એનું ભોજન કરી જાય, અને હવા લાગવાથી બગડી પણ જાય. વળી અનાજની પીપો ઉપર અંદર કયું અનાજ છે તેની ચિઠ્ઠી ચોંટાડવાથી અનાજ બહાર કાઢતી વેળા ભૂલ ન થાય, અને જરૂર પડયે બીજાને પણ જોઈતું અનાજ ઝટ દઇને જડે. "

" આખા વરસનું અનાજ ભરી રાખવા માટે કંઇ ચોકસાઇ તો

રાખવી જ જોઇએ ને બ્હેન ?" સુમિત્રાએ પૂછ્યું.

"હાસ્તો. અનાજ સડી ન જાય તે માટે જુદાજુદા ઘણા ઉપાય હોય છે. છાણની અંદર પારો નાંખી તેની નાનીનાની દુધીનાં મુઠિયાં જેવી ગોટીઓ બનાવી છાંયડે સૂકવી ભરી રાખી હોય તે અનાજમાં મૂકવાથી અનાજને સડો લાગતો નથી."

"ત્યારે, છે તે, દિવેલથી મોઇ રાખવામાં આવે છે તે શું?" સુમિત્રાએ વચમાં પ્રશ્ન કર્યો.

"હું તે જ કહું છું. ચોખા, ઘઉં, તથા તુવેરની દાળ, તથા તમામ અનાજને દિવેલમાં મોઇને ભરી રાખવામાં આવે, તો તે ઘણા વખત સુધી સડતાં નથી. બાજરી, બાવટો, વગેરેને રાખમાં ભેળવીને પણ ભરી રખાય છે. કેટલાક લોકો અનાજમાં પારો પણ નાખે છે. ડાંગરમાં કુંદાં ન પડે તે માટે અંદર લીમડાનાં પાંદડાં નંખાય છે.

"આ ઉપરાંત દરેક અનાજનાં પીપ હવા ન લાગે એવી રીતે બંધ રાખવાં જોઇએ. આખા વરસના મરીમસાલાની બરણીઓ પણ એવી રીતે પેકબંધ રાખવી જોઇએ." રસીલાબ્હેને સમજાવ્યું.

"એ તો બધું ખરું; પણ મસાલા વગેરે સાચવી રાખવાની શું રીત છે ?" સુમિત્રાએ પ્રશ્ન કર્યો.

"જો; જીરૂ, અજમો વગેરે સાફ કરી બરણીમાં ભરી તેની સાથે અંદર આખાં મરી ભરવાથી સડો પડતો નથી; ને ઘણા વખત સુધી સારાં રહે છે.

"પીસ્તાં અને એલચીમાં લવિંગ રાખવાથી જીવાત પડતી નથી, એ વાતની તો ઘણા ઓછાને ખબર હશે. બદામ સડી ન જાય, કે ખોરી થઇ ન જાય તે માટે તેને ચુનાની ફાકમાં રાખવામાં આવે છે. ખાંડેલાં મરચાં તેલ કે દિવેલથી મોઇને રાખવાથી તેમાં ઇયળ પડતી નથી એ વાત તો તેં કોઇ દિવસ કોઇને મોઢે સાંભળી તો હશે જ. હવે જો, હું તને એક પ્રશ્ન પૂછું.

"આમલીમાંથી આપણે ચીચુકા કાઢી ગોળા કેમ વાળીએ છીએ ?"

"આપણને ચીચુકા શેકી ખાવા જોઇએ તે માટે વળી !" સુમિત્રાએ ગંમત કરી.

"તું પણ ઠીક ગમ્મત કરે છે. ચીચુકા બહુ ખવાય તો સખત બંધકોશ થાય છે એ જાણી રાખજો. આમલીમાંથી ચીચુકા કાઢી તેમાં

મીઠું નાખી આમલીના ગોળા વાળી ભરી રાખવાથી લાંબા વખત સુધી બગડતા નથી. એ વાત તો ઘણા જાણતા હશે, નહિ વારૂ, સુમિત્રા ?

"કોઇ પદાર્થમાંથી ફક્ત બીજ કાઢીને રાખવાથી બગડતા નથી. દળેલાં ધાણાં જીરૂ કે હળદર કાચની બરણીમાં બરાબર ઢાંકણું દઇને, રાખવામાં આવે તો તેને હવા લાગતી નથી ને સળો પણ પડતો નથી.

"એ જ પ્રમાણે ઉપયોગનાં વાસણકુસણ સારાં સાફ કરીને રાખવાં જોઇએ. વાસણ બરાબર માંજીને વીછળવાં જોઇએ. નાનાં શહેરોમાં ઘણી સ્ત્રીઓ ઘર આંગણે પાણી ઢોળી ગંદા કાદવ વતી વાસણ માંજે છે. આ પધ્ધતિ બહુ જ ખરાબ અને ગંદી છે. એમ કદી ન થવું જોઇએ. ચોકખી માટી ઘરમાં મગાવી રાખવી જોઇએ. અને એ માટી વતી જ વાસણો માંજવા જોઇએ. પહેલાં તો લાકડાં ને છાણાં બળતાં એટલે રાખોડી થતી, અને એ વાસણ માંજવામાં ઉપયોગમાં આવતી. હવે તો શહેરમાં કોલસા બાળવામાં આવે છે એટલે રાખોડી પૂરતી મળવાનો સંભવ ઓછો છે, પણ એના બદલે ચોકખી માટી તો જરૂર જ મળે. વાસણમાંની ચીકાશ અને મેલ બરાબર સાફ કરી વાસણ ચોકખું કરવામાં રાખ અને માટી જેવી ઉપયોગી બીજી વસ્તુ નથી. ખૂણેખાંચરે એંઠું ન રહેવું જોઇએ. વાસણ વીછળ્યા પછી બરાબર કોરાં પડે તે માટે તેને ઉંધાં વાળવા જોઇએ.

"વાસણની કલાઇ ઊતરી ગઇ હોય તો તેને ફરી કલાઇ કરવાનું ધ્યાનમાં રાખવું જોઇએ. કલાઈ વગરના વાસણમાં ખાવાથી કોઈ વખત કાટ ઉત્પન્ન થઇ પેટમાં જાય છે, ને માઠાં પરિણામ આવે છે.

વાસણમાં પવાલાં, લોટાની અંદરનો ભાગ વગેરે રાખ અથવા ચોકખી માટીથી અંદર કુચડો ફેરવીને બરાબર સાફ રાખવાં જોઇએ. એમ નહિ થાય તો અંદર જે રસોઇ કે પ્રવાહી લઇને ખાઇએ એ બેસ્વાદ લાગે અને શરીરને નુકશાન કરે.

"ચાલુ રસોઇનાં વાસણો ઉપરાંત બીજાં બધાં વાસણો હોય તે, બીજે કોઈ ઠેકાણે ઊંચાં મૂકી રાખવા જોઇએ. એકસામટા બધાં ઉપયોગમાં કાઢવાથી બધાં વાસણો જલદી ખરાબ થઈ જાય છે. રોજના ઉપયોગનાં વાસણો જોઇએ તે વખતે તરત જડે એવી રીતે મૂકવાં જોઇએ. કોઇકોઇ વખત ઉપયોગમાં લેવાના વાસણ પણ થોડેથોડે સમયે સાફ-

સુરૂ રાખવાં જોઇએ, કે જેથી જરૂર પડતાં તરત ઉપયોગમાં લઈ શકાય.

"એ જ પ્રમાણે ચાના પ્યાલા-રકાબી બરાબર સાફ રાખવા જોઇએ. પાણીમાં ડબોળી સાફ નહિ કરતાં સારી રીતે હાથ ફેરવીને સાફ કરવાં, અને પ્રસંગોપાત સાબુથી અગર સોડા ખારવાળા ગરમ પાણીથી સાફ કરવાં. જરા પણ ચીકાશ ન રહે એની ખાસ કાળજી રાખવી જોઇએ.

" રસોઇ કરતી વખતે આપણાં કપડાં એઠાં કે ગંદાં ન થાય તેની પણ ખાસ કાળજી રાખવી જોઇએ; અને........

" અરે રસીલાબહેન ! પેલાં લલિતાબહેન રાંધવા બેસે છે ત્યારે એમનો દેખાવ જોવા જેવો થઇ જાય છે. રોટલી વણતી વખતે લુગડાં પર લોટલોટ થઈ જાય છે ! " સુમિત્રા વચ્ચે બોલી ઊઠી.

" એવું ન થવું જોઇએ. રોટલી વણતી વખતે અટામણ વેરાય તે સારૂં ન દેખાય. એવી જ રીતે છાંટા ન ઊડે તેવી રીતે વઘાર કરતાં પણ શીખવું જોઇએ. સુમિત્રા, આ વાડકીમાં થોડું તેલ કાઢ તો ?"

" એઈ ! આ શું કર્યું ? કામ કરતી વખતે કાંઇ વેરાવું-ઢોળાવું ન જોઇએ.તેલ, ઘી, ગોળ કે એવી નરમ વસ્તુઓ કાઢતી વખતે ટપકાં કે દડકા ન પડવા જોઇએ. રસોડામાં જેટલી સ્વચ્છતા હશે તેટલું સારું લાગશે.

" રસોઇ જોઇતા મરી મસાલા વગેરે નાખી સ્વાદિષ્ટ બનાવવી. જે રસોઇ આંખને ન ગમે તે મોંને પણ ન ભાવશે. સાથે સાથે એ પણ ધ્યાન રાખજે કે સ્વાદને ખાતર મરી-મસાલાનો વધારે પડતો ઉપયોગ હોજરીમાં ખરાબ અસર ઉત્પન્ન કરે છે. રસોઇ લહેજતદાર બનાવવા ખપપૂરતા જ મરી-મસાલા નખાવવા જોઇએ. બહુ તીખુ તમતમતું ખાવાનો રિવાજ આખરે આરોગ્યની પાયમાલીને આમંત્રણ આપે છે."

"રસીલાબહેન, તમે તો આજે ખૂબ કહી ગયાં. એ બધું યાદ રાખવાનું અઘરૂં થઇ પડશે. મારે એ બધું યાદ કરી જઇને ચોપડીમાં નોંધી લેવુ પડશે. " સુમિત્રાએ કહ્યું.

" એમાં શું થઇ ગયું ? ન યાદ રહે તો લખી લેજે. ચાલો હવે, જમવાની વખત થઇ ગઇ છે. તારા મોટા ભાઇને બૂમ માર. આપણે બધાં જમી લઇએ. "

**સૌ. મધુમાલતી રતિલાલ દલાલ**

૩




તા. ૩–૧–૧૯૪૦ ને શનિવારનો દિવસ હતો. ચિત્રિકા મથુરાબાઈ, વિમલબહેન અને હું, એક બંગલાના પગથિયાં ચઢતાં હતાં. ઉપર પહોંચ્યા ને મીસીસ બ્રુનર હસતા ચહેરે સામે આવીને ઊભાં.

'સલામ, બાઇ !'

બ્રુનરબહેને વિવેક સામો બતાવ્યો ને બેસવા માટે કહ્યું. આજે તો મારી સાથે એમને ઘણીઘણી વાતો કરવી હોય એમ લાગ્યું. મેં ચિત્રિકા મથુરાબાઈ અને વિમલબહેનની ઓળખાણ આપવી શરુ કરી.

હું વાતનો ભારે રસિયો. સામા સાથે વાતો કરૂં ને એમના વિષે બહુ જ જાણી લઉં. મેં તો સીધી વાત ઉપાડી.

"મેડમ, તમે હિંદમાં કયારે કયારે આવ્યાં તે કહેશો ?"

"હા, જરૂર. પહેલી આવી ૧૯૧૩ માં."

"ત્યારે કેટલાં વર્ષ રહેલાં ?'

"૧૯૧૩ ને ૧૯૧૪, એમ બે વર્ષ રહેલી."

"ત્યારે કયાં રહેલાં ?"

"એ વેળા તો જગતભરમાં લડાઇ જાગેલી, એટલે હું આવેલી હિન્દ જોવા, ને રહી ગઈ બંગાળમાં બોલપુરમાં શાન્તિનિકેતનમાં."

"પછી કયાં ગએલાં ?"

"પાછી મારે દેશ ગઈ, પણ ત્યાં કંઇ હું પગ વાળીને બેસી નહોતી રહી. હું તો ઉપડી અમેરિકા જોવા, યૂરોપના બીજા દેશો જોવા, આફ્રિકા જોવા, જર્મની જોવા, ઇટલી જોવા, જાપાન જોવા ને ચીન જોવા. મેં તો દુનિયાભરના દેશો જોયા. બધું ય ફરીને પાછી હિન્દુસ્તાન આવવાં લલચાઇ ગઇ."

"ફરીને અમારા દેશમાં આવવા શાથી લલચાયાં ?" મેં પૂછયું.

" અરે ! શું વાત કરૂં ? તમારો હિન્દદેશ જોઇને તો હું ગાંડી થઇ ગઇ છું. તમારા દેશ ઉપર તો ભગવાનના ચારે ય હાથ છે. ભાઇ, ઠેરઠેર આંખોને આંજી નાખે તેવા દેખાવો, જંગલો, ઝાડવાંઓ, ફળો, ફૂલો, જુદાંજુદાં કપડાંઓ, ને કેવા સાદા ને સંતોષી, સુખી લોકો ! મને તો એમ જ થાય છે કે જાણે આખા હિન્દુસ્તાનને મારી પીંછીંથી ચીતરી કાઢું."

"તમે અમારા દેશમાં આવીને શાનાંશાનાં ચિત્રો તૈયાર કર્યાં છે ?"

" ઓહો ! તમને કેટલાં બધાં ગણાવું ? તમારા પર્વતો દેખું કે નદી-નાળા દેખું; જંગલો દેખું કે ગુફાઓ દેખું; ફળફૂલ દેખું કે પહેરવેશ દેખું; ઢોરઢાંખર દેખું કે ઘરવખરી દેખું; જુનું દેખું કે નવું દેખું; કંઇ પણ દેખું કે તરત જ પીંછીં લઇને મંડું ચીતરવા. ખાસ કરીને મને તમારા દેશના બગીચાઓ, કુદરતી દેખાવો વગેરે તો બહુ જ ગમે."

આટલું બોલીને એ સહેજ વિચાર કરવા અટકયાં. એટલામાં વળી મેં પૂછ્યું:



" અમારા દેશમાં તમે કયાંકયાં ફર્યાં ? "

" એની તો વાત ન પૂછશો. કાશ્મીર ગઈ, કલકત્તા ગઈ, મદ્રાસ ગઈ ને મુંબઈ પણ બે વાર જઈ આવી."

" તમે અમારા દેશની પુરાતન ગુફાઓ જોઈ કે? "

" વાહ, શું વાત કરું તમારા દેશની ગુફાઓની ! અજન્તા, વેરૂળ, એલીફન્ટા,વગેરે તો તમારા દેશની પ્રાચીન કલાનો સાક્ષાત ભંડાર છે. એ ગુફાઓમાં તો હજાર-હજાર વર્ષની કલાઓ ભંડારાયલી છે. જોઈ જોઇને ધરાઇએ, પણ આંખથી અળગું થવું ન ગમે. "



સૂર્ય મન્દિર-મોઢેરા-મીસીસ બ્રુનરનું એક ચિત્ર

અમારી વાતો તો ચાલતી હતી; પણ તેટલામાં મને વિચાર આવ્યો કે, શું મારો દેશ ! કેવી મારા દેશની કલા ! ધન્ય છે મારી માતૃભૂમિને કે દરિયાપારના પરધર્મી પરદેશીઓ પણ પેટ ભરીને એનાં વખાણ કરે છે.

આ વખાણ કરનાર ચિત્રિકા બાઈ કંઈ સાધારણ માણસ નથી, હં ! એમની ઓળખાણ ને એમની વાતો તો સાંભળશો ત્યારે ખૂબખૂબ રાજી થવાનાં.

બીજી કોઈ વેળા તમે એ વાંચી શકશો.

કાન્તિલાલ વિષ્ણુરામ ત્રિવેદી



# પતંગપરી

કોઇક રાજનો રાજકુમાર છે. સોળ જ વર્ષની ઉંમર છે. કીર્તિકુમાર એનું નામ છે. મહેલની આભઊંચી અગાસી પર ચઢીને પીળા રંગનો પતંગ ઊડાડી રહ્યો છે.

પવન પણ વધારે ને વધારે ફૂંકાઇ રહ્યો છે. પતંગ ઊંચે ને ઊંચે ચઢે છે. પતંગ જોઇ કુંવરનો હરખ તો સમાતો નથી.

ત્યાં તો........આ શું ? કુંવરના કોમળ હાથમાંથી દોર તૂટી ગયો. એ જાય....એ....જાય........અને પીળો પતંગ તો આ....આકાશમાં અલોપ થઇ ગયો !

કુંવરની નિરાશાનો પાર નથી. એ તો ભાઇબંધો અને નોકરોને કહે છેઃ " મારો પતંગ મને પાછો લાવી આપો. "

ભાઇબંધો દોડયા. નોકરો દોડયા. લાલ, વાદળી, લીલો, એવા અનેકરંગી પતંગો આપ્યા. એક કહેતાં અનેક પતંગ હાજર થયા. પણ કુંવર મનાતો નથી.

" મને મારો પીળો પતંગ આકાશમાંથી લાવી આપો. બીજી વાત નહિ."

સૌ મુંઝાણાં.

રાજાજી દોડી આવ્યા. "અરે કુંવર, આવી હઠ ન હોય. એ પતંગ હવે પાછો ન આવે."

પણ એ તો રાજહઠ. કુંવર ન જ મનાયા. એ તો સૂઇ ગયા ઓરડામાં જઇને. ન ખાય, ન પીએ, ન બોલે, ન ચાલે.

આ બાજુ શું બન્યું ? પીળા રંગનો પતંગ ઊડતો ઊડતો આકાશમાં ઊંચે ને ઊંચે ચઢતો જાય છે. એ વખતે વિમાનમાં બેસીને શિવ પાર્વતી ફરવા નિકળ્યાં છે. પાર્વતીજીએ પતંગ જોયો. ગમી ગયો અને

ઝાલી લીધો.

એ શિવજીને પૂછે છે: " આ પતંગ કોનો હશે ?"

શિવજી કહે: " એક રાજકુમાર છે. પતંગ ઊડાડતાં દોર છૂટી ગયો. નથી ખાતો, નથી પીતો. પતંગ વગર રે છે."

પાર્વતીજી તો જગતની જનેતા. દયાનો અવતાર. સાંભળીને વ્યાકુળ થઇ ગયાં: " શિવજી, ગમે તેમ કરો. એને એનો પતંગ પાછો મોકલી આપો."

શિવજી કહે: " પતંગ પર આ પાણીની અંજલિ છાંટો."

પાર્વતીજીએ પાણીની અંજલિ લઇ પતંગ પર છાંટી. છાંટતાં જ તેમાંથી પીળી પાંખોવાળી પરી પ્રગટ થઇ. રૂપરૂપનો અવતાર.

શિવજી પરીને કહે: " તારું નામ પતંગપરી. તને હું પીળું ફૂલ બનાવી દઇશ. ફૂલ થઈ પાંચ વરસે પૃથ્વી પર ઊતરજે. કીર્તિકુમારના બગીચામાં પીળું ફૂલ થઇ ઊગજે. ત્યાં તને કુંવરનો મેળાપ થશે. કુંવરના કપાળના પરસેવાનાં ટીપાં તારા પર પડતાં તું પાછી પરી થઇ જઇશ."

મહાદેવજીએ બીજી પાણીની અંજલિ પરી ઉપર છાંટી. છાંટતાં જ પરી પીળું ફૂલ બની ધરતી પર ઊતરવા લાગી.

અહીં શું થયું ? એક, બે ત્રણ, દિવસો જાય છે, ને કુંવર પતંગની વાત ભૂલતા ગયા. આમ થતાંથતાં પાંચ વર્ષ વીતી ગયાં. પીળું ફૂલ પૃથ્વી પર ઊતર્યું. કુંવરના બાગમાં ફૂલઝાડની ડાળીએ પીળું ફૂલ ઝૂલી રહ્યું.

પણ સર્વ દિવસો સુખના કયારે હોય છે ? કીર્તિકુમારથી એક દિવસ ભયંકર ગુનો થઈ ગયો. તળાવની પાળે રમતાં રમતાં ગુસ્સે થઇ રમત-માં જ એક ગરીબ છોકરાને ધક્કો માર્યો. છોકરો પડયો તળાવમાં ! ડૂબીને મરી ગયો. રાજા પાસે ફરિયાદ ગઇ. રાજાના ગુસ્સાનો પાર ન રહ્યો.

આગળના રાજા ન્યાયથી ચાલતા. એમણે તો કુંવરને બોલાવ્યા. કાળો ઘોડો ને કાળો પોશાક હાજર થયા. અગાઉના કાળમાં એ દેશવટાની નિશાની ગણાતી. કુંવરને એ જ વખતે રાજપાટ છોડી ચાલ્યા જવાનો હુકમ થયો.

બીજી જ પળે કુંવર જવા તૈયાર થયા. એક શબ્દ ન બોલ્યા. આગળના પુત્રો એવા આજ્ઞાધારક હતા. પિતાની આજ્ઞા શિર સાટે પાળતા.

કુંવરના બાગની માળણ રેવતીને આ ખબર પડી. રેવતીને

કુંવર સાથે બહુ હેત. નાના હતા ત્યારે રમાડેલા, ખેલાવેલા. એ તો બોર બોર આંસુથી રડે. એ વિચારે છેઃ "અરે ! કુમાર તો બધું છોડી ચાલ્યા જાય છે. હું એમને શું આપું ?"

ત્યાં અચાનક કાંઇ યાદ આવ્યું. જઇને સુંદર ફૂલો ચૂંટીચૂંટીને ગજરો બનાવ્યો. પેલું પીળું ફૂલ પણ સાથે ચૂંટી લીધું. એ તો સર્વથી સુંદર. એને વચમાં ગોઠવ્યું. રડતાં રડતાં દોડતી જઇ કીર્તિકુમારના હાથમાં આપ્યું.

" વાહ ! કેવો સુંદર ગજરો ! રેવતી, હુ તને નહિ ભૂલું. " કહેતાં કુંવરે ઘોડો દોડાવી મૂકયો.

ધમ....ધમ....ધમ ઘોડોને ઘોડેસ્વાર આગળ ને આગળ પંથ કાપતા જાય છે. બાપનું રાજ્ય છોડે બે દિવસ થઇ ગયા છે.

કયાંય અટકતા નથી. હવે પિતાની રાજહદ પૂરી થઇ. ઉનાળાની ધગધગતી બપોર તપે છે. કુંવરના ખોળામાં પેલો ગજરો છે. બધાં ફૂલો કરમાઇ ગયા છે. બાળકો ! તમારા જેવાં જ ફૂલો. એ તાપ કેમ ખમે ? પણ પેલું પીળુ ફૂલ તો એક એવું ને એવું ખીલેલું છે. ચારે બાજુ સુગંધ પસરી રહી છે.

ત્યાં તો કુંવરને શરીરે પરસેવો વળવા માંડયો. એ તો રાજનું બાળ. કપાળ પલળી ગયું. હાથથી કપાળનો પરસેવો લૂછયો. ત્યાં તો પરસેવાનાં એક--બે ટીપ ાંપીળા ફૂલ પર પડયાં.

ટીપાં પડતાં જ પતંગપરી પ્રગટ થઇ. કુંવર થીજી ગયા. ઘોડો થંભી ગયો. " આ શું ? તું કોણ ?" કીર્તિકુમાર આશ્ચર્યમાં ગરકાવ બનીને પૂછે છેઃ

" સાંભળો કુંવર, જે પીળો પતંગ પાંચ વરસ પહેલાં તમારા હાથમાંથી છૂટી આકાશમાં ઊડી ગયો હતો તેમાંથી હું ઉત્પન્ન થઇ છું. મારું નામ પતંગપરી " કહી પરીએ બધી વાત કરી.

એ કહેઃ " વરૂં તો તમને જ વરૂં. તમે તો હવે રાજત્યાગ કર્યો છે. મારી પીળી પાંખો લપેટી તમને હું આકાશના મારા જાદુઇ મહેલમાં લઇ જઇશ. " એમ કહેતાં પતંગપરી કુંવરને ઉપાડતી સ....ર....ર....ર કરતી આકાશમાર્ગે ઊડી ગઇ.

અહીં પરીમહેલમાં કુંવરને કોઇ જાતની ચિંતા નથી રહી. દાસ-

દાસીઓ, ભોજનથાળો, અને મોજમજાનો પાર નથી. બાપનું રાજ તો સાંભરતું ય નથી. પણ એક દિવસ કુંવર ઉદાસ છે. પરી મનાવે છે. "કુંવર, બોલો. શું દુખ છે આવી બાદશાહીમાં ? બાપુ યાદ આવ્યા ? મા યાદ આવી ? દેશ યાદ આવ્યો ? શું છે તમને ?"

કુંવર કહે છેઃ "ના, ના, પરીરાણી, તમારો ને મારો મેળાપ કરાવનાર મારી રેવતી માળણ યાદ આવે છે. એને લઇ આવી દો."

પતંગપરીએ ત્રણ તાળી પાડી. ત્રણ આકાશપરીઓ હાજર થઇ ગઇ. "જાવ, કુંવરના દેશમાંથી રેવતી માળણને ઊઠાવી લાવો." એક જ કલાકમાં પરીઓની પાંખે ચઢીને રેવતી હાજર થઇ. કુંવર તો રાજીરાજી થઈ ગયા. પતંગપરીનો હરખ માય નહિ. રેવતી પણ બસ, ખુશ, ખુશ ને ખુશ.

પછી તો આકાશના પરીમહેલમાં રાજકુંવર કીર્તિકુમાર, પતંગપરી ને રેવતી માળણ ખાય છે, પીએ છે, ને લીલા લહેર કરે છે.

જયંતકુમાર હરિશંકર રાવળ



## દેખી જજો.

( સૂરજદેવ ધીમા તપો—એ રાગ )

હાં રે મેં તો વેલનો માંડવો કીધો....કે કોઈ જરા દેખી જજો....૧
એમાં નવરંગી ફૂલડાં થાય છે,
રૂડા ભમરાઓ ગુંજન ગાય છે,
હાં રે વળી રૂડાં પતંગ ઊડી જાય છે....કે કોઇ જરા દેખી જજો....૨
એમાં બુલબુલ મીઠાં ગીત બોલે
વળી વેલ પર આમતેમ એ ડોલે
હાં રે જાણે બટુક હીંચકે ઝૂલે....કે કોઇ જરી દેખી જજો....૩
હું તો મંડપમાં નિતનિત જાતો
દેખી દેખીને થાઉં મદમાતો
હાં રે એનાં નિતનિત ગીતડાં ગાતો....કે કોઇ જરી સૂણી જજો....૪

ચંદુલાલ ના. પાઠક

ઇન્દીરા એવન્યુ રસ્તો વડોદરા



ચિત્રલેખા મીસીસ ખુનર



# ઔરંગાબાદ

વેરૂળ ( એલોરા )ની ગુફાઓ જોઈ બપોરે એકાદ વાગે પરવારી ગયો. ત્યાંથી પરત ઔરંગાબાદ લઈ જનારી સરકારી મૉટરબસ છેક સાંજે આવતી હતી, અને એ રીતે એ વેરાન જગામાં રોકાઇ રહેવાનું મને પરવડી શકે એમ ન હતું, એટલે થોડીક વધારે રકમ આપીને એક ખાનગી મૉટર-ગાડીમાં જગા કરી લીધી.

### ઔરંગજેબની કબર

રસ્તામાં રોઝા નામનું એક ગામ આવે છે. આ ગામ બહુ અગત્યનું છે, કારણ, અહીં મોગલસમ્રાટ ઔરંગજેબની કબર છે. આ શહેર કબ્રનું નગર ગણાય છે, કારણ, અહીં ૧૫૦૦ ઉપરાંત કબરો છે, જેમાં ઇસ્લામી સંતો, ઓલિયાઓ, સૂબાઓ, વગેરેની પણ છે.

દિલ્લીના તાજધારી એ મોગલ શહેનશાહની સંકુચિત રાજનીતિને લીધે દક્ષિણમાં છત્રપતિ શિવાજી મહારાજ અને એમના બહાદુર લડાયક મરાઠા સૈન્યનો સામનો કરવામાં એના જીવનના અંતકાળનાં ૧૯ વર્ષ મહારાષ્ટ્રમાં વીત્યાં હતા.

એણે દક્ષિણ હિંદમાં ઘણાં વર્ષો લગી વસવાટ કર્યો હતો, અને પોતાના નામ ઉપરથી ઔરંગાબાદ શહેર વસાવી દક્ષિણ હિન્દના વહીવટ માટે ત્યાં પોતાની રાજધાની બનાવી હતી.

ઔરંગજેબ આખરે દક્ષિણ હિન્દમાં જ મરણ પામ્યો અને એને ઔરંગાબાદથી થોડાક માઇલ દૂર આવેલા આ રોઝા ગામમાં એની ઇચ્છા મુજબ દફનાવવામાં આવ્યો. રોઝાનું બીજું નામ ખુલ્દાબાદ છે.

ઔરંગજેબની કબર હોવાના લીધે અનેક પ્રવાસીઓ રોઝાની મુલાકાત લે છે. રોઝા નિઝામ રાજ્યમાં આવ્યું. નાનું સરખું ગામ છે. નાનકડું બજાર છે. મુસલમાનોની વધુ વસતિ દેખાય છે. ગામના કોટની

બહાર ચોગરદમ નાનીમોટી સંખ્યાબંધ કબરો આવેલી છે. જરા ઊંચાણની જગામાં વિશાળ જગામાં ઔરંગજેબનો રોજો આવેલો છે.

**મોગલસમ્રાટની કબરની સાદાઇ**

મોગલ સમ્રાટની કબર એકદમ સાદી છે. એના જીવનની સાદાઈ એની આરામગાહમાં પણ આપણે સ્પષ્ટ રીતે જોઇ શકીએ છીએ. આ કબરના મકાનમાં આરસપહાણની કોતરેલી એક મોટી સુંદર જાળી છે તે જોવા લાયક છે. આ જાળી નિઝામે પાછળથી કોતરાવીને ત્યાં મૂકાવેલી છે. મૂળ તો એ ન જ હતી. ઔરંગજેબની કબર ઉપરની બાજુએથી માત્ર આસમાનની જ છત્રી રહે એ રીતે ખુલ્લી છે. વળી કબર ઉપર માટી નાખેલી છે, અને ચોમાસાના વરસાદનું પાણી આસમાનમાંથી કબર ઉપર પડે એ રીતે ઉપરની મકાનની છત ખુલ્લી રાખવામાં આવેલી છે. અંતકાળ પછી રાજા કે રંક, સૌને ખુદાના છત્ર સિવાય બીજા છત્રની કશી જ જરૂર રહેતી નથી, એ ભાવના મોગલસમ્રાટની આ સાદી ભવ્ય કબરમાં દેખાય છે.

મકાનને એક સાગનો દરવાજો છે અને એનું બારીક કલામય નકસીકામ જોવાલાયક છે.

ગોવલકોન્ડાના છેલ્લા રાજા "તાનાશાહ"ની કબર પણ અહીં ખુલ્દાબાદમાં છે.

ઔરંગજેબની કબરની નજીક એક નાનકડી મસીદ છે. એમાં આશરે ૭૦૦ વર્ષ ઉપર અવસાન પામેલા એક પવિત્ર ઈસ્લામી મહાત્માની કબર છે.

**નિઝામ અને મલીક અંબરની આરામગાહ**

આ મસીદની સામે નિઝામ રાજ્યની સ્થાપના કરનાર પહેલા નિઝામ અસફ્જાહની કબર આવેલી છે. બાજુમાં જ એમનાં સગાંવહાલાંઓની બીજી કબરો છે.

સુપ્રસિદ્ધ સીદી લશ્કરી સેનાપતિ મલીક અંબરની કબર પણ આ ગામમાં છે.

**કાગઝીપુરાના હાથકાગળો**

ખુલ્દાબાદ (રોઝા)થી થોડે દૂર કાગઝીપુરા નામનું ગામ છે. એમાં હાથ બનાવટના કાગળો બને છે. નિઝામ રાજ્ય તરફથી આ ઉદ્યોગને સારી મદદ મળે છે. મીલો અને પરદેશી કાગળની હરીફાઇના લીધે આ ધંધો બીસમાર હાલતમાં છે, પણ હવે હાથકળાના કાગળની માંગ વધી છે

એટલે એ ઉદ્યોગ હવે સારો ખીલશે.

રોઝા છોડી દૌલતાબાદ થઇ અમે ઔરંગાબાદની હદમાં પ્રવેશ કર્યો.

દૌલતાબાદ નજીક કુદરતી રીતે પાણીનાં વહેણ એકઠાં થઇ પહાડમાં એક મોટું સરોવર બની રહ્યું છે. એ બહુ મજાનું લાગે છે. દૌલતાબાદ અને રોઝા વચ્ચેનો રસ્તો ઊંચા ચઢાણવાળો અને પહાડની કેડી પર વાંકાચૂકા વળાંકવાળો હોઇ આજુબાજુની આ જગા બહુ રમણીય લાગે છે.

આ પહાડી રસ્તો આબુ અને અજમેરથી પુષ્કર જવાના રસ્તાની આપણને યાદ આપે છે. જો કે એટલો બધો ઊંચો અને વળાંકવાળો નથી, છતાં ખૂબ મજાનો તો છે જ.

**પુરાતન નગર**

ઔરંગાબાદ નામ ઔરંગજેબે પાડ્યું એ ખરી વાત, પણ એની અગાઉ સૈકાઓ પહેલાં આ શહેર વસેલું હતું. એ ખડકી નામનું એક નાનું ગામ હતું. સુપ્રસિદ્ધ સીદી સેનાપતિ મલીક અમ્બરે એને પોતાની રાજધાનીનું શહેર બનાવ્યું. એના પુત્ર ફતેહખાને એનું નામ ફતેહાબાદ પાડ્યું.

ઔરંગજેબે પોતાના દુશ્મનો સામે દક્ષિણ હિંદમાં લડવા અહીં વસવાટ કર્યો ત્યારે એણે એ શહેરનું નામ ઔરંગાબાદ પાડ્યું, અને એ રીતે આજ પણ એ ઔરંગાબાદના નામે ઓળખાય છે.

ઔરંગાબાદની જાહોજલાલી હાલ અગાઉ જેટલી તો ન જ કહી શકાય. તો પણ એ મજાનું શહેર છે. વસતિ આશરે ૩૫ થી ૪૦ હજારની હશે. હિન્દુઓની વસતિ અહીં સારા પ્રમાણમાં છે. ઘઉં, રૂ, વગેરેનો વેપાર ઉત્તર હૈદરાબાદના પ્રદેશ અને ઔરંગાબાદ વચ્ચે સારા પ્રમાણમાં ચાલે છે. રસ્તાઓ ચોકખા, સડકો પાકી, અને સ્વચ્છતા સારી છે.

**જાહેર હમામખાનાં**

ઔરંગાબાદ નિઝામી રાજ્યમાં આવ્યું એટલે અહીં એક નવીનતા જોઇ. આ શહેરમાં જાહેર પ્રજાને નહાવા માટે જાહેર હમામખાનું છે. આપણો દેશ ગરમ હવાવાળો છે. સ્નાન એ શરીરશુદ્ધિ માટે આપણા દેશમાં બહુ જરૂરી ચીજ છે.

નહાવાથી શરીર ચોકખું થવા ઉપરાંત ચપળતા આવે છે, અને આરામ મળે છે. બધા ગરીબ લોકોને પોતાને ઘેર નહાવાની હરહંમેશ સવડ નથી હોતી, એટલે હમામખાનાંનો આ રિવાજ આપણા આખા દેશમાં પસરે, અને દરેક મોટા શહેરમાં આમપ્રજા માટે નહાવા માટે હમામખાનાં હોય એ બહુ ઇચ્છવાજોગ ગણાય.

ઇ. સ. ૧૬૫૦ થી ૧૬૭૦ લગીમાં ઔરંગજેબનો વસવાટ આ બાજુ હતો તે વેળા અહીં ઘણાં અગત્યનાં મકાનો બંધાયાં હતાં. શહેરને ચોતરફ ફરતો કોટ છે, અને કોટમાં ઠેરઠેર બુરજ છે. જૂના જમાનાનું શહેર હોય એમ એ જોતાં આપણને ભાસ થાય છે.

**બીબીનો મકબરો**

ઔરંગાબાદમાં સૌથી વધુ જોવાલાયક જગા હોય તો તે એના બેગમપુરામાં આવેલી રબિયા દુરાનીનો મકબરો છે. આ મકબરો ' બીબી કા મકબરા 'ને નામે ઓળખાય છે, અને ઔરંગાબાદની આજુબાજુથી પસાર થતા પ્રવાસીઓને માઇલોના અંતરેથી એ નજરે પડે છે. નીલવર્ણા આકાશમાં ધરતી ઉપરથી શુદ્ધ સફેદ રંગના એના મિનારા દૂરથી બહુ જ સુંદર લાગે છે. તાજમહાલની આબેહૂબ નકલ જેવો એનો વચલો શિખર જેવો ભાગ દૂરદૂરથી સુસ્પષ્ટ રીતે આપણે જોઇ શકીએ છીએ.

રબિયા બેગમ ઔરંગજેબની પત્ની હતી, અને આ મકબરો રબિયા બેગમના પુત્ર આજમશાહે પોતાની માતાના સ્મરણાર્થે બંધાવેલો છે. આજમશાહની ઇચ્છા ઉત્તર હિંદના આગ્રાના તાજમહાલની બરાબર સરખામણી કરી શકે એવો દક્ષિણ હિન્દમાં મકબરો બનાવવાની હતી.

**તાજમહાલની નકલ**

પરન્તુ એ ઇચ્છા બર નથી આવી. તાજમહાલ બાંધીને શિલ્પીઓએ પોતાની કળારૂપી કીર્તિ ઉપર કળશ ચડાવ્યો છે. આ મકબરો એની નકલ જરૂર છે, પરન્તુ એમાં તાજમહાલનું સાચું સૌંદર્ય અને સાચી કળા નથી. આ મકબરો જોઇને સહેજે આપણને સ્મરણ થાય છે કે અસલ તે અસલ, અને નકલ તે નકલ ! તાજમહાલ આખો મકરાણાના શુદ્ધ નિર્મળ આરસથી બંધાયો છે. આ મકબરાનો ઘણોખરો ભાગ ઇંટિચુના અને સાગોળના અસ્તરથી બંધાયો છે. એનો દેખાવ જરૂર

તાજમહાલ જેવો છે,–એનો આત્મા તાજમહાલનો નથી !

એક કાળે જ્યારે સરૂનાં દમામદાર ઝાડ આ મકબરાની બાજુમાં વાદળથી વાત કરતાં ઊગેલાં હશે, અને ચોગરદમ લીલી હરિયાળી



બીબીનો મકબરો–ઔરંગાબાદ

છવાયલી હશે ત્યારે આ મકબરો પણ જરૂર શોભાયમાન લાગતો હશે. ચુનાના શુદ્ધ સફેદ રંગે એ ધોળેલું હોવાથી લીલી ભૂમિકામાં ઊંચા

આસમાનના આછા આસમાની રંગની વચ્ચે આ સફેદ રંગ સરસ રીતે શોભી રહેતો હશે. આજ એ બધાં સરૂનાં ઝાડ નથી. પાણીની તંગીને લીધે પ્રાચીન કાળનો એ લીલો કુંજાર સરખો બગીચો નથી. છતાં જેટલું જતન લેવાય છે તે માટે પણ નિઝામ રાજ્યને ધન્યવાદ ઘટે છે.

આ મકબરાનું પ્રવેશદ્વાર દક્ષિણ દિશામાં છે. આ પ્રવેશદ્વાર ભવ્ય છે. સાગના દરવાજાની ઉપર પીત્તળનાં પતરાં મઢેલાં છે, અને એની ઉપરનું કોતરકામ કારીગરીભરેલું છે. આ દરવાજા પંદર ફીટ ઊંચા છે. આ મકબરામાંના એક ઉર્દુ લેખ ઉપરથી જણાય છે કે હીજરી સન ૧૦૭૧ માં આ મકબરો અતાઉલ્લાએ બાંધ્યો. ૧૦૭૧ હીજરી એટલે ઇ. સ. ૧૬૬૦. અતાઉલ્લા તાજમહાલ બાંધનાર ઉસ્તાદ ઇસાનો પૌત્ર થાય. દાદાની કળા એ આ મકબરામાં લાવી શકયો નથી.

દરવાજાથી મકબરા લગી જતાં પથ્થરની પગથાર છે. બાજુમાં એક પછી એક એવા ગોઠવેલા ૬૦ ફુવારા છે.

મકબરો ૨૦ ફીટ ઊંચા સમચોરસ પથ્થરના તળિયા ઉપર બાંધેલો છે. તાજમહાલની માફક એની ચાર બાજુ ચાર મોટા મિનારા છે. મિનારામાં ઉપર ચડી શકાય છે. આ મકબરા ઉપર જે બારણામાં થઇને જવાય છે એને પણ ઉત્તમ કારીગરીવાળા લાકડાના નાના દરવાજા છે.

## કબરની આજુબાજુની સુંદર જાળીઓ

મકબરાની અંદર બીબી રબિયા દુરાનીની કબર આગળ નીચેની બાજુ ૧૨ પગથિયાં ઊતરીને જવાય છે. એ ગભારમાં છે. એની આજુબાજુ આગ્રાના તાજમહાલની કબરની આજુબાજુ છે તેવી આરસપહાણની અષ્ટકોણ રીતે ગોઠવેલી ઉત્તમ કારીગરીવાળી જાળીઓ કોતરેલી છે. આ જાળીની વચલી જગ્યાનો વ્યાસ ૨૪ ફીટ છે.

કબર જમીનથી એક ફૂટ ઊંચાઇએ શુદ્ધ સફેદ સંગેમરમરની છે, અને તેની વચમાં એક ચોરસ ખુલ્લી જગા છે, જેમાં માટી ભરેલી છે. કસબી ભરતકામવાળા એક ઓઢા વતી આ કબર ઢાંકી રાખવામાં આવે છે, પરન્તુ ચોમાસાની ઋતુમાં ઇસ્લામી મજહબની માન્યતા મુજબ કબરની માટી વરસાદથી પલળી શકે માટે કબર ઉપરનું ઢાંકણુ ખસેડી લેવામાં આવે છે. આ મકબરાને બાંધતી વખતે જ એમાં એવી રચના કરેલી છે કે ઉપર થઇને વરસાદનું પાણી આ કબરની ધરતીમાં

આવી શકે.

વચલો ઘુંમટ અને બાજુના ચાર મિનારાની બહારની બાજુ આરસ-પહાણ જડેલા છે. બાકીનો અંદરનો ભાગ ઈંટ-ચુનાના ચણતરનો અને સાગોળના અસ્તરવાળો સફેદ છે.

મકબરના મકાનની નીચે જમણી બાજુએ એક નાની કબર છે. એ રબિયા દુરાનીને ઉછેરનાર દાયણની હોવાનું મનાય છે.

આ મકબરો બાંધવાનો કુલ ખર્ચ ૧૮ લાખ રૂપિયા થયો હોવાનો અંદાજ છે.

## પાનચક્કી

ઔરંગાબાદમાં બીજી જોવાલાયક જગા પાનચક્કી છે. તે પણ શહેરની નજીક જ છે. ઔરંગજેબના એક માનીતા ઇસ્લામી ધર્મશિક્ષકના માનમાં એ બંધાઇ છે. એ મહાત્મા બોખારાના હતા. આ પાનચક્કીમાં બગીચો છે. એની આગળ નિર્મળ વહેતા પાણીથી ભરેલું મોટું સુંદર તળાવ (હોજ) છે. ૧૬૦ ફીટ લાંબા અને ૮૦ ફીટ પહોળા આ તળાવમાં લગભગ લીલાશ પડતાં પાણી ઉપર સૂર્યપ્રકાશ પડે છે ત્યારે એ વધારે રમણીય લાગે છે.

તળાવની જમણી બાજુ એક નાનકડી પણ સુંદર મસીદ છે.

## અદ્ભુત જળમાર્ગ

આ તળાવમાં જે પાણી આવે છે એ મૂળ ક્યાંથી આવે છે એ ચોક્કસ થઇ શક્યું નથી. તળાવથી થોડેક ઊંચે એક સમચોરસ જગા બાંધેલી છે, ત્યાંથી ધોધ રૂપે પાણી તળાવમાં રાતદહાડો અટક્યા વગર દરરોજ પડયા જ કરે છે. લાગે છે કે ખૂબ દૂર કોઇ જગાએ ઊંચાણમાં નદીના વહેતા પાણીમાંથી જમીનની અંદર થઇ આ જગાએ પાણી વહેતું રહે એવી જળમાર્ગની યોજના આપણા દેશી શિલ્પકારોએ એ જમાનામાં કરેલી હશે. મોગલ જમાનાના એ કુશળ બાંધકામ કરનારાઓની કળા ખચીત વખાણને પાત્ર છે. ઔરંગાબાદમાં આ જગાએ જેટલો વખત ગાળીએ એટલો શાંતિ, આનંદ ને આરામમાં જાય એવી એ રમણીય જગા છે.

ઔરંગાબાદની આજુબાજુ કોટ છે તે આ અગાઉ કહ્યું છે. એ

કોટમાં જે દરવાજા છે તે પૈકીનો મક્કા દરવાજો જોવાલાયક છે. ૧૪ મી



મક્કા દરવાજો—ઔરંગાબાદ

સદીમાં એ બંધાયલો કહેવાય છે.

**શ્યામ શિલાની મસીદ**

દરવાજાની અંદર અહમદનગરના સુલતાનના જાણીતા અંગરક્ષક અને સેનાપતિ મલીક અંબરની કાળા આરસપહાણની બંધાવેલી એક નાનકડી સુંદર મસીદ છે.

શહેરથી બે માઇલ દૂર ઔરંગજેબે બંધાવેલી સરાઇ (ધર્મશાળા)નું મોટું જંગી મકાન છે. શહેરથી બે માઇલ દૂર એક પહાડીમાં પથ્થરમાં કોરેલી કેટલીક ગુફાઓ છે, પરન્તુ વેરૂળ અને અજન્તાની ગુફાઓ આગળ એ કશી કિંમતની નથી, એટલે ત્યાં જવાની કોઇ દરકાર કરતું નથી.

ઔરંગાબાદથી દરરોજ જેમ દૌલતાબાદ અને વેરૂળ તરફ નિઝામ સરકારની મૉટર–બસો દોડે છે તેમ દરરોજ અહીંથી અજન્તા લગી પણ મૉટરો જાય છે. મૉટરબસો રોજ નિયમિત વખતે બપોરે અને સાંજે ઉપડે છે.

**રમણલાલ નાનાલાલ શાહ**




"મનુ, મનુ, આમ આવ. કંઇ નવો ખેલ બતલાવું."

"શાનો ખેલ બતલાવે છે? આ હાથમાં થાળી શેની છે?" મનુએ પૂછ્યું.

"એ થાળીમાં જ ખેલ બતલાવાનો છું. જો, આ થાળીમાં થોડીક લોખંડની પતરીઓ હું નચાવીશ." કનુએ કહ્યું.

"હું સમજ્યો. થાળીને હાથમાં લઇ હલાવો એટલે તેમાંની પતરીઓ હાલશે, એટલે તું કહેશે કે જો, આ નાચે છે. ઓ હો હો! એમાં તે શું ધાડ મારવાની છે?" મનુએ કહ્યું.

કનુએ થાળી બરાબર પકડી. એક હાથમાં લોહચુંબકનો કટકો લઇ થાળી નીચે ફેરવવા મંડયો. અંદરની લોખંડની પતરીઓ થાળીમાં આમથી તેમ હાલવા લાગી. એ જોઇ કનુએ કહ્યું: "જો મનુ, કેવો સરસ ખેલ થાય છે!"

"ખરો ખેલ. થાળી નીચે ભાઇસાહેબ લોહચુંબક ફેરવે છે તે બધું અમે જાણીએ છીએ, હં કે! એ લોહચુંબક ખસેડી લે ને પછી નચાવે તો ખરો હોંશિયાર. લોહચુંબકમાં લોખંડને આકર્ષણ કરવાનો ગુણ છે તે અમે જાણીએ છીએ." મનુએ કહ્યું.

"કેમ કનુ! શેનો ખેલ કરતો હતો?" શિરીષલાલે આવતાં વેંત પૂછ્યું.

"કાંઇ નહિ. એ તો લોહચુંબકનો ખેલ હતો." કનુએ કહ્યું.

"લોહચુંબકનો ખેલ કરે છે પણ લોહચુંબક કેમ બને છે તે તને આવડે છે?" શિરીષલાલે પૂછ્યું.

"લોખંડને પાણી પાય એટલે લોહચુંબક બને!" મનુ વચ્ચે બોલી ઊઠયો.

"નહિ રે! એમ નહિ હોય. બીજી કંઇ રીત હશે. લોખંડને વળી પાણી કેવું પાવાનું ને એ વળી શું? મોટા ભાઈ! તમે કહો ને, કેવી રીતે બને છે?" કનુએ કહ્યું.

" પોલાદમાંથી વિજળી પસાર કરવાથી પોલાદનો કટકો લોહચુંબક બને છે. પોલાદના કટકા પર એક તાર લપેટી દઈ તેના છૂટા બે છેડા વીજળી સાથે જોડવાથી વીજળી તેમાંથી પસાર થાય છે, ને એ કટકામાં લોહચુંબકનો ગુણ આવે છે. પોલાદના કટકા પર લોહચુંબક ઘસવાથી તે પોલાદનો કટકો લોહચુંબક બની જાય છે." શિરીષલાલે સમજાવ્યું.

"પોલાદને બદલે બીજી કોઇ ધાતુ નહિ ચાલે?" મનુએ પૂછ્યું.

"નીક્કલ ચાલે, અને કોબાલ્ટ ( cobalt ) નામની બીજી એક ધાતુ આવે છે તે ચાલે. એ શિવાય બીજી ધાતુઓ નહિ ચાલે." શિરીષલાલે કહ્યું.

" હશે; એ તો બહુ ઊંડો વિષય છે. અમને તો અમારો ખેલ કરવામાં બહુ મજા પડે છે." કનુએ કહ્યું.

" કનુ, ચાલ ત્યારે, હવે હું જઇશ. બહુ મોડું થઈ ગયું છે." મનુએ કહ્યું.

" ઊભો રહે; મારે પણ એ તરફ આવવું છે." કનુએ કહ્યું.

કનુ તથા મનુ બજાર તરફ ગયા, ને શિરીષલાલ પોતાને કામે વળગ્યા.

**રતિલાલ વિઠ્ઠલદાસ દલાલ**



## હીંચકો

[ રાગ – ઉષા ઊતરે જોને ]

એક આંબલિયાની ડાળે રૂડો હીંચકો બાંધ્યો  
એક સરવરિયાની પાળે રૂડો હીંચકો બાંધ્યો.  
  હીંચકે હીંચુ છું હરખાતી, મારા ત્રણ જણા છે સાથી;  
મેના, પોપટ, મોર, આવો રૂડો હીંચકો બાંધ્યો.  
મને હીંચકે ઝૂલાવો રૂડો હીંચકો બાંધ્યો.  
  હીંચકો ચઢતો આભ આરે હીંચકો ચઢતો ડુંગર ધારે,  
આછો સમીર વાયુ ઢોળે રૂડો હીંચકો બાંધ્યો.  
મીઠી કોયલડી ત્યાં બોલે રૂડો હીંચકો બાંધ્યો.  
  જ્યારે હીંચું છું હિંડોળે મારૂ હૈયું ચડતું ઝોલે,  
મુજને રમવા માટે આજ રૂડો હીંચકો બાંધ્યો,  
મુજને ગમતો મારો આજ રૂડો હીંચકો બાંધ્યો !

**સૌ. પ્રભાવતી પજવાણી**

(૨૨૭)




(જાતકકથા)

**રાજા** અને રાણી હતાં. ભલાં અને દયાળુ હતાં. એમને એક કુંવર હતો. આઠસો જોષીઓએ એના જોષ જોયા હતા. કહ્યું હતું કે આ કુંવર મોટપણમાં મહાબળવાન થશે. એની કીર્તિ આખા ભરતખંડમાં ફેલાશે.

રાજારાણી કુંવરને જોઇ રાજી થતાં. રૂડી રીતે એનું જતન કરતાં.

એમ કરતાં કુંવર મોટો થયો. સોળ વરસનો થયો એટલે રાજાએ એને તક્ષશિલામાં ભણવા મોકલ્યો.

ભણી ગણીને કુંવર હોંશીઆર થયો એટલે ગુરૂજીએ એને ઘેર જવાની રજા આપી. સાથે પાંચ જાતનાં જુદાંજુદાં હથિયારો પણ આપ્યાં.

ગુરૂજીને પગે પડી, હથિયાર ધારણ કરી, કુંવર ચાલી નીકળ્યો.

ચાલતાં ચાલતાં કુંવર એક જંગલમાં આવી પહોંચ્યા. જંગલમાં પેસતાં જ એને કેટલાક માણસો મળ્યાં. તેમણે કહ્યું, "અરે, મુસાફર; આગળ ન જતો. આગળ એક રાક્ષસ રહે છે, જે તને મારી નાખશે. દરેક મુસાફરને એ જાનથી મારી નાખે છે."

પણ, સિંહ જેવો બળવાન કુંવર ગભરાયો નહિ. એ તો નીડરપણે આગળ ચાલ્યો.

બરાબર મધ્ય જંગલમાં જતાં રાક્ષસ સામો મળ્યો. ઊંચો

તાડ જેવો, કદાવર શરીરવાળો, કદરૂપા મોં વાળો એ રાક્ષસ ત્રાડ પાડી ઊઠયો, "ખબરદાર, હવે એક ડગલું પણ આગળ વધીશ નહિ. તું મારો શિકાર છે.

"અભિમાની રાક્ષસ, છાનોમાનો અહીંથી ચાલ્યો જા. નહિ તો આ એક જ બાણથી તારું મોત આવશે."

પણ રાક્ષસ ઉલટો આગળ વધવા લાગ્યો, એટલે કુંવરે બળપૂર્વક એક તીર ફેંક્યુ. કુમારને ખાતરી હતી કે આ એક જ તીરથી રાક્ષસ હેઠો પડશે; પણ એની ધારણા ખોટી પડી, તીર તો રાક્ષસના જાડા ડગલા સાથે અથડાઈને પાછું પડયું.

કુંવરે રીસ ચડાવીને બીજું તીર છોડયું. પછી ત્રીજું, પછી ચોથું, એમ પચાસ તીર માર્યાં; પણ બધાં તીર રાક્ષસના ડગલા સાથે અથડાઇ અથડાઈને પાછા પડવા લાગ્યાં.

કુંવરને તો ખૂબ નવાઈ લાગી: "અરે ! આ શી નવાઇ! હવે શું કરવું ?"

પછી કુંવરે પોતાનો ભાલો ફેંક્યો. ભાલો ય પાછો પડયો. પછી કુંવરે તીર માર્યું તે પણ પાછું પડયું.

"અરે ! હું તને માર્યા વગર નહિ જ મૂકું."

આમ કહી કુંવરે રાક્ષસને પોતાના જમણા હાથથી એક મુક્કી લગાવી; પણ મુક્કી તો રાક્ષસના જાડા વાળમાં જ વાગી. રાક્ષસને તો કાંઈ ન થયું ! ડાબે હાથે મુક્કી મારી તો પણ કાંઇ ન થયું. છેવટ બન્ને પગથી લાતો મારી તો પણ રાક્ષસને કાંઇ ન થયું !

"અરે !" આમ કહી કુંવરે આમ કરીને જોરથી તેને પોતાનું માથું માર્યું, તો પણ રાક્ષસને કાંઇ ન થયું !

પોતાની બધી મહેનત નકામી જવા છતાં કુંવર નીડર હતો. રાક્ષસે એને બીવરાવવા માંડયો, પણ એ જરા ય

ગભરાયો નહિ.

રાક્ષસ પણ કુંવરનું બળ જોઇ મનમાં ઘણો નવાઇ પામ્યો હતો. મેં આટલા મુસાફર દીઠા; પણ આવો બળવાન ને નીડર મુસાફર એકે ય નથી દીઠો. તેણે કુંવરને પૂછ્યું, " અલ્યા છોકરા, તને મોતની બીક નથી લાગતી ? "

" ના. હું મોતથી ડરતો નથી. મારા શરીરમાં વજ્ર જેવી તીક્ષ્ણ તરવાર છે. તું મને ખાઇ જઇશ તો અંદર જઇને એ તરવાર તારું પણ મોત આણશે! "

કુંવરે પોતાની જ્ઞાનરૂપી તલવારની વાત કરી.

રાક્ષસ હવે કંઇક નરમ પડયો. એને થયું કે એ સાચું જ કહે છે. મારે એના જેવા બહાદુર જુવાનને મારવો ન જોઇએ.

રાક્ષસે કુંવરને કહ્યું: "બહાદુર જુવાન, હું તારી નીડરતા અને બહાદુરી જોઇ ઘણો રાજી થયો છું. હવે હું તને નહિ મારૂં."

આમ કહી રાક્ષસે કુંવરને તેનાં પાંચે હથિયાર પાછાં આપ્યાં.

પછી કુંવરે રાક્ષસને તેનું પાપી કામ છોડી દેવા સમજાવ્યો.

રાજી થયેલો રાક્ષસ કુંવરને જંગલ પૂરું થતાં સુધી મૂકવા આવ્યો.

કુંવર મંચાયુધ્ધ રાજધાનીમાં પાછો આવ્યો ને માતા-પિતાને જઇ મળ્યો.

રાજારાણી રાજી થયાં.

રૈયત બધી રાજી થઇ.

પછી જ્યારે રાજા મરણ પામ્યા, ત્યારે કુંવર મંચાયુધ્ધની ગાદીએ બેઠો ને રૂડી રીતે રાજ ચલાવવા લાગ્યો.

ચંદ્રશંકર મ. ભટ્ટ




## ઉતરાણના પતંગે લીધેલો ભોગ

અમદાવાદમાં ગઇ સંક્રાંતના દિવસે પતંગ ચગાવતાં બે છોકરા છાપરા પરથી પડી જવાથી મરણ પામ્યા હતા, અને ત્રણ બીજા છોકરાઓને ગંભીર ઈજા થવાથી ઈસ્પીતાલમાં ખસેડવા પડયા હતા.

વડોદરામાં એક પંદર વરસનો વિદ્યાર્થી છાપરા ઉપર પતંગ ચગાવવા ચઢયો હતો. સમતોલપણું ગુમાવી દેતાં તે છાપરા ઉપરથી પડી ગયો અને મરણ પામ્યો.

નવસારીના નગરશેઠના એકના એક પૌત્ર ભાઇ રમેશચંદ્ર, જે આ વરસે મેટ્રિકની પરિક્ષામાં બેસવાના હતા, તે પતંગ ચગાવતાં ૪૦ ફુટ ઉંચેથી પડી ગયા. માથાની ખોપરી ફાટી જવાથી તરત જ મરણ પામ્યા હતા.

## દીન દુખીઆના બેલી ગાંધીજી

હાલમાં સેવાગ્રામ ખાતે મહાત્મા ગાંધીજીની ઝુંપડી નજીક એક રક્તપિત્ત રોગથી પીડાતા શાસ્ત્રીજી આવી રહ્યા છે. આ શાસ્ત્રીજીની ઇચ્છા બાકીની જિંદગી ગાંધીજી પાસે ગાળવાની છે. શાસ્ત્રીજીને જ્યારે વેદના થાય છે, ત્યારે મહાત્માજી પોતાના હાથે તેમના શરીર ઉપર તેલ માલીશ કરે છે. વંદન હો એ દીન દુખીઆંના બેલીને !

## સીલોન કે શ્રીલંકા

હવેથી સીલોનને "શ્રીલંકા"નાં નામથી ઓળખવાનો ત્યાંની રાજ-સભાએ ઠરાવ કર્યો છે. અસલના જમાનામાં આ ટાપુ લંકાના નામથી જ જાણીતો હતો. ગ્રીક અને રોમન લોકો આ ટાપુને "તપ્રો બેન"નાં નામથી ઓળખતા હતા. મુસ્લીમ વેપારીઓ અને ચાંચીઆઓ આ ટાપુને "સીર નદીબ"નાં નામથી ઓળખતા હતા. કહે છે કે સિંહલદ્વીપનું જ આ સીરનદીબ થયું હશે. છેવટે પોર્તુગીઝ લોકોએ આ ટાપુનું નામ ઝીલાન પાડયું. ધીમે ધીમે આ ઝીલાન સીલોન થયું. હવેથી આપણે આ સીલોનને "શ્રી લંકા"નાં નામથી ઓળખી

231

## હિંદી ટીમનો વિજય

ગયા મહિનામાં મુંબઇમાં સીલોનના નામીચા ખેલાડીઓની ટીમ સાથે હિંદી ટીમ ક્રિકેટ જંગમાં ઊતરી હતી. બંને તરફ કસાયેલા રમનારાઓ હતા. ત્રણ દિવસની રમત પછી આખરે સીલોન ટીમ ઉપર હિંદી ટીમની એક ઇનીંગ અને ૧૧૦ રને જીત થઈ હતી. મુંબઈની ક્રિકેટ શોખીન જનતાના માનીતા ખેલાડી વિજય મરચંટે ૧૬૫ મીનીટ દાવમાં રહી ૧૩૭ રનનો સુંદર ફાળો આપ્યો હતો.

## ટપાલના પત્તા ઉપર મહાત્માજીનું જીવનચરિત્ર

શંકર લાહોટી નામના એક પંદર વરસના વિદ્યાર્થીએ ટપાલના એકના પત્તા (પોસ્ટકાર્ડ) ઉપર મહાત્મા ગાંધીજીનું જીવનચરિત્ર ૧૭૦ વાકયોમાં લખ્યું છે. ટપાલના પત્તા ઉપરના આ સુંદર લખાણ માટે શંકરને મુંબઇના એક વેપારી શ્રી. સેકસરીઆએ રૂ. ૫૦૦ ઇનામ આપ્યા છે.

## જામનગરમાં બાળવાટિકા

બાળકો રમત ગમત કરી શકે અને વિનોદ વિહાર કરી તંદુરસ્ત રહે એવા આશયથી જામનગરના એક બાગમાં બાલવાટિકા બાંધવાનું નક્કી થયું છે. ઠેકઠેકાણે આવી સુંદર બાલવાટિકાઓ તૈયાર થાય તો બાળકોને રમત ગમત અને આનંદ માટે ઘણું જ ઉપયોગી સાધન થઇ પડે. **ડૉ. મોહનલાલ જ. પાઠક**

## લડાઇનો ૧૭મો મહિનો

બ્રીટીશ લશ્કરે આફ્રિકામાં ઇટલીની આ મહિને ખૂબ ખબર લીધી છે. સીદીબરાની અને બારડિયાના પતન પછી ભૂમધ્ય સમુદ્રના કાંઠા ઉપરનું તોબ્રુકનું મહત્ત્વનું ઇટાલીઅન બંદર અને લશ્કરી થાણું પણ બ્રીટીશોએ કબજે કર્યું છે, અને ત્યાંથી ૧૦૦ માઇલ જેટલા રણપ્રદેશમાં તેઓ આગળ વધી ગયા છે. ઇરીટ્રીઆના પ્રદેશમાં પણ ઇન્ગ્લાન્ડ ઇટાલીનો સારી રીતે ચંપો કરી રહ્યું છે. હબ્સીનીઆનો પદભ્રષ્ટ રાજા હેલ સેલાસી ઇન્ગ્લાન્ડની કુમકને લીધે પાછો હબ્સીનીઆની સરહદમાં પેસી ગયો છે, અને ત્યાં ઇટલી વિરૂધ્ધ મુલક પાછો બળવવા પુરુષાર્થ કરી રહ્યો છે. આલ્બેનીઆમાં પણ ગ્રીક લશ્કર ઇટલીને મેથીપાક જમાડી રહ્યું છે.

બનાવો એટલા ગંભીર બની રહ્યા છે કે જર્મનીને ઇટલીની આ નામોશીભરી હાર ગંભીર આફતરૂપ થઈ પડી છે. ધરી રાજ્યોને પ્રતિષ્ઠાને પ્રાણઘાતક ફટકો પડયો છે. જર્મની હવે વસંતરૂતુ બેસતાં કાંઇક નવાજૂની કરી હલ્લો કરવા યત્ન કરશે એમ મનાય છે. ઇન્ગ્લાન્ડ એનો સામનો કરવા ૪૦ લાખના જંગી લશ્કર સાથે તૈયાર બેઠું છે. શું થાય છે તે એક–બે માસમાં સમજાશે.




**સારી રીતભાત**—લેખક, રા. બ. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ. પ્રકા., પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લી., વડોદરા. પાનાં ૫૭. મૂલ્ય રૂા. ૦–૪–૦. આવૃત્તિ ૫ મી. જીવન વ્યવહારના અનેક પ્રસંગોમાં આપણી વાણી અને વર્તન ઉપરથી આપણી કિંમત અંકાય છે, અને આપણા સંસ્કારનું માપ નીકળે છે. આપણે એવે પ્રસંગે કેવી રીતે વર્તવું યોગ્ય છે તે બહુ સરળ ભાષામાં આ ચોપડીમાં સમજાવવામાં આવ્યું છે. ચોપડીની ૫ મી આવૃત્તિ એની ઉપયોગીતા સાબીત કરે છે. ચોપડી સારી છે. છપાઇ–સફાઇ–સુઘડતા, પૂઠાચિત્ર વગેરે પણ સારાં છે.

**બાલકુંજના પાઠો**—સંપાદક–મણિભાઇ પટેલ–ભારત વિદ્યાલય, કરાડી. કિં. રૂા. ૦–૪–૦. ઉપરની સંસ્થા તરફથી હસ્તલિખિત બાલકુંજ માસિક પ્રકટ થતું હતું તેમાંનાં ચૂંટી કાઢેલાં બાળકોનાં લખાણોનો આ સંગ્રહ છે. બાળકોનો ઉલ્લાસ, આનંદ, રમુજવૃત્તિ, કુદરતનિરીક્ષણપ્રિયતા વગેરે આ પાઠોમાં સ્પષ્ટ દેખાઇ આવે છે. સંગ્રહ સારો છે, અને એની ચૂંટણી વિવેકભરી રીતે થયેલી છે.

**ચોપગાંની દુનિયા**—લેખક, રમણલાલ નાનાલાલ શાહ–અશોક બાલ પુસ્તકમાળા, વર્ષ ૭–પુસ્તક ૧૨. આ ચોપડી પ્રાણીવિજ્ઞાનના વિષયને લગતી છે. હાથી, સસલાં, ધુવડ, સિંહ, વાઘ, ચિત્તા, પુમા, દીપડા, જગ્વાર, ગંધમાર્જાર, બિલાડી, રાની બિલાડી, લીન્કસ વગેરે પ્રાણીઓની ખાસીઅતની વાતો મનોરંજક સ્વપ્નકથારૂપે આ ચોપડીમાં આપવામાં આવેલી છે. અંદર પુષ્કળ ચિત્રો છે એ એની વિશિષ્ટતા છે. પૃષ્ટ સંખ્યા ૮૪. કિં. રૂા. ૦–૬–૦.

**બાળવાર્તાવલિ**—સંપાદક તથા પ્રકાશક, સૌ. હંસા મહેતા, બી. એ. આવૃતિ ૪ થી. કિં. રૂા. ૧|. નાનાં બાળકો માટેની મોટાં બીબાંમાં આકર્ષક પૂર્ણરંગી ચિત્રપ્લેટો સાથેની આ ચોપડી અંગ્રેજી પ્રકાશનોની હરીફાઇમાં ઊભી રહે એવી છે. બાળકોને એ ખૂબ ગમી છે એ એની ચોથી આવૃત્તિ કાઢવાનો પ્રસંગ આવ્યો એ ઉપરથી જણાય છે.

**વિમાનની વાતો**—લેખક, નવલકાન્ત નેમચંદ ભાવસાર, બી. એસસી., એફ. આર. એચ. એસ., પ્રકાશક, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો–અમદાવાદ. પાનાં ૮૪. કિં. રૂા. ૦–૭–૦. વિમાનની શોધની ઉત્પત્તિ, સ્થિતિ, અને વિકાસ સંબંધી જાણવાજોગ માહિતી આ ચોપડીમાં છે. આર્ટપ્લેટ ઉપર વિષયને અનુરૂપ સારી રીતે છબીઓ છાપેલી છે. બાલસાહિત્યના એક અણખેડાયલા પ્રદેશમાં આ ચોપડી સારો ઉમેરો કરે છે.

**છાત્રતેજ**—તાપીદાસ અને તુલસીદાસ વરજદાસ સાર્વજનિક હાઇસ્કૂલ, સૂરત તરફથી પ્રકટ થતા ષણ્માસિકનો વર્ષ ૧૫ નો ૧ લો અંક મળ્યો છે. વિદ્યાર્થીઓનાં લખાણો સારી કોટિનાં છે.

દિવાળી અંકની હરીફાઇઓનાં

# વધારાનાં પરિણામો



"બાલજીવન માસિકના નવેમ્બર ૧૯૪૦ના અંકના પાન ૬૮ થી ૭૦ ઉપર કુલ ૪ હરીફાઇઓ આપવામાં આવેલી હતી, જે પૈકી નં. ૧-૨ અને ૪ ની હરીફાઇઓનાં પરિણામો જાન્યુઆરી ૧૯૪૧ અંકના પાન ૧૬૭-૧૬૮ ઉપર પ્રકટ કરવામાં આવેલાં હતાં.

આ હરીફાઇને લગતા જે જવાબો બાલજીવન કાર્યાલયમાં આવે છે તે અત્રેથી બધા એકઠા કરી સૌ. મધુમાલતી બહેનને રૂબરૂ, માણસદ્વારા, ટપાલથી અથવા રેલ્વે પારસલથી એમના ગામ અંકલેશ્વર અત્રેથી મોકલી આપવામાં આવે છે. ત્યાંથી એમના તરફથી પરિણામ આવી જાય એટલે એ 'બાલજીવન' માં પ્રકટ કરવામાં આવે છે, અને એમણે જે જે નામો ઇનામને પાત્ર જાહેર કર્યાં હોય એમને બાલજીવન કાર્યાલય તરફથી માસ આખર લગીમાં ઇનામો મોકલાય છે.

કમનસીબે બાલજીવન કાર્યાલયમાંથી દિવાળી અંકના જવાબના કાગળો અંકલેશ્વર મોકલ્યા તે વેળા એક આખું પેકેટ જવાબોનું તૈયાર હતું તે મોકલવાનું સરતચૂકથી રહી ગયું હતું. પરિણામ જાહેર થયા પછી બે-ત્રણ બાલમિત્રોની અત્રે ફરિયાદના કાગળો આવતાં અમે તપાસ કરી, અને પેલું જવાબોનું પેકેટ આડું અવળું મૂકાઈ ગયેલું તે હાથ ચડયું !

ઇનામો તો જાહેર થઇ ગયાં, એટલું જ નહિ, પણ અપાઇ પણ ગયાં હતાં. હવે જો આ રહી ગયેલાં નામોના જવાબો રદ્દ કરીએ તો બાળકોની મહેનત નકામી જાય અને એમનો બધો ટપાલખર્ચ નકામો જાય. એમ ન બને માટે અમે આ બધા જવાબો જાણે ડુપ્લીકેટ (બેવડી) હરીફાઇ છે એમ ગણી લઇ તમામ ફરીથી તપાસાવી લીધા છે. અગાઉ ઇનામો આપ્યાં હતાં **તેટલાં જ બીજાં** ઈનામો અમે **ફરીથી** નીચેનાં નવાં બાલમિત્રોને આપવાનું નક્કી કર્યું છે. આ રીતે બેવડી હરીફાઇમાં બેવડાં ઈનામો આપવાથી એક પણ બાળકનો પત્ર હવે તપાસાયા સિવાયનો રહ્યો નથી, અને હરીફાઇનો બધાં બાલમિત્રોને એકસરખો લાભ મળ્યો છે. આ નવાં ઇનામો આ માસની આખર તારીખ લગીમાં મોકલી આપવામાં આવશે.

હરીફાઇ અંક ૧ માં ભાઈ વિનોદરાયને રૂા. ૫) નું જે ઇનામ મળે છે તે એમને રોકડ

જોઇએ છે કે રૂ. ૭) ની કિંમતનું દિવાળી અંકમાં જણાવ્યા મુજબ બાલસાહિત્ય ઘેર બેઠાં જોઇએ છે તે નક્કી કરી અમને તરત લખી જણાવવા વિનંતી છે.

## દિવાળી અંકની હરીફાઇનાં વધારાનાં ઇનામો

### શબ્દચોરસ હરીફાઈ

આ હરીફાઈમાં ફક્ત એક જ બાલમિત્રનો જવાબ બધો ખરો છે. પહેલું ઇનામ રૂ. પાંચનું એમને મળે છે.

**પહેલું ઈનામ રૂ. ૫)**:–વિનોદરાય ખીમજીભાઇ ઠાકર (૯) વેરાઇ ચકલો, સિદ્ધપુર.

### હરીફાઈ બીજી

આ હરીફાઇમાં નીચે મુજબનાં બાલમિત્રોને ઇનામ મળે છે.

**પહેલું ઈનામઃ**–મનુભાઈ શંકરભાઈ પટેલ. (૧૫) C/o શ્રી વકીલ નાથાભાઇ પટેલ, વસંદાકુઈ, પેટલાદ. ઇનામ રૂ. ૧–૮–૦

**બીજું ઈનામ** :–મોહનલાલ જયરામ ચાવડા (૧૪) C/o જે. એમ. ચાવડા પી. ડબલ્યુ. ડી. ઓફીસ, વેરાવળ. ઈનામ રૂ. ૦–૬–૦.

**ત્રીજું ઈનામ** :—**લક્ષ્મીબહેન** પરભુભાઈ પટેલ (૧૩) મુ. આર. વાયા જલાલપોર. ૦–૬–૦.

**ચોથું ઈનામ** ;—દુર્લભભાઇ પ્રભુભાઈ પટેલ (૧૫) વસંતાશ્રમ, ખંડ ૭ અબ્રામા. વાયા વેડછા. ઈનામ રૂ. ૦–૬–૦.

**પાંચમું ઇનામ** :–**જમનાબહેન** પરમાનંદદાસ મહેતા (૧૦) C/o શ્રી પરમાનંદદાસ નરસીલાલ મહેતા, ચીંચણ. ઇનામ રૂ. ૦–૬–૦.

### હરીફાઈ ચોથી

આ હરીફાઇમાં નીચે મુજબ ઇનામો મળે છે.

**પહેલું ઇનામ** :--પ્રતાપરાય હંસરાજ રાજા (૧૪) ચલાળા. ઇનામ રૂ. ૨-૮-૦

**બીજું ઈનામ** :—દુર્લભભાઇ પ્રભુભાઇ પટેલ (૧૫) વસંતાશ્રમ ખંડ ૭ અબ્રામા, વાયા વેડછા. ઈનામ રૂ. ૦–૬–૦.

**ત્રીજું ઈનામ** :—ગૌતમ બેચરભાઈ યાજ્ઞિક (૧૪) સ્ટેશન રોડ, બ્રાહ્મણ બોર્ડિંગ, અમરેલી. ઈનામ રૂ. ૦-૬-૦.

આ હરીફાઇમાં વધુ કોઇ બાલમિત્રોના જવાબ જોઇએ તેવા સારા નહિ હોવાથી ફક્ત ત્રણ બાલમિત્રોને જ વધારાનાં ઈનામો મળે છે.

## હરીફાઈ અંક ૩ નું પરિણામ

દિવાળી અંકની હરીફાઇ અંક ૩ નું પરિણામ જાન્યુઆરી ૧૯૪૧ અંકમાં જાહેર કરવામાં આવેલું ન હતું. એ હરીફાઇમાં અગાઉ મને મળેલા કાગળો

ઉપરાંત પાછળથી મળેલા પેકેટના કાગળો પણ ઉમેરી લઇ, બધી છબીઓ સાથે તપાસી લીધી છે. તે પૈકી 'બાલજીવન'ના બાલવાચકોની આવેલી છબીઓ પૈકી સૌથી સુંદર છબી તરીકે આ સાથે આપેલી છબી ઇનામપાત્ર ગણી છે.

એ બહેનની છબી તળે મોકલનારનું નામ ઠામ—કાંઈ જ નથી, અને એ કોણ છે એ જાણવા સાધન નથી. એમ છતાં ઇનામ એમને આપવામાં આવે જ છે. એમણે પોતાનું પૂરેપૂરું નામ ઠામ, ઉંમર અભ્યાસ, અને 'બાલજીવન'ના પોતે વાચક છે એ મતલબનો કાગળ બાલજીવન કાર્યાલય—વડોદરાના સરનામે આ માસ આખર અગાઉ મોકલી આપવો એટલે એમને ઇનામમાં આપવાનો આગફાનો જર્મન બનાવટનો સુંદર નવો કેમેરા મોકલી આપવામાં આવશે. જો એમને કેમેરા ન જોઇતો હોય તો રૂ. ૬ાા ની કિંમતની બાલસાહિત્યની ચોપડીઓ ઘેર બેઠાં મોકલી આપવામાં આવશે. એમને શું જોઇએ છે તે લખી જણાવવા વિનંતિ છે.


ઇનામ જીતનાર બાલવાચક

આ હરીફાઇમાં આ ઉપરાંત બીજી નોંધપાત્ર સારી છબીઓ મળી છે તે પૈકી સારી છબીઓ હવે પછી 'બાલજીવન'માં સવડ મુજબ પ્રકટ કરવામાં આવશે.

આ હરીફાઈમાં ભાગ લેનારાં બાકીનાં બાલમિત્રોનાં નામો નીચે આપ્યાં છે.

(૧) મનસુખલાલ એન. મહેતા [૧૪] ઉમરગામ (૨) મનહરલાલ ટોકરશી વોરા [૧૪] મુંબઇ. (૩) **પ્રતિભા સબતકુમાર મહેતા** [૮] **અમદાવાદ** (૪) ઇન્દુલાલ એચ. શાહ [૧૫] નડીયાદ (૫) **કુસુમ** [૨] **વડોદરા** (૬) કુમાર શ્રી જીતેન્દ્ર સિંહજી [૧૫] વિઠ્ઠલગઢ (૭) કુમાર શ્રી ઉપેન્દ્રસિંહજી [ઉ. નથી] વિઠ્ઠલગઢ (૮) કુંવરીશ્રી **સરોજકુંવરબા** [ઉ. નથી] **વિઠ્ઠલગઢ** (૯) કાન્તીલાલ ચીના [૧૫] ધોરાજી (૧૦) **હરબાળા ઇશ્વરલાલ દવે** [૯] **બોરસદ** [૧૧] મધુકર ડી. કીર્લોસ્કર [૧૪] રાણીવાવ (૧૨) પ્રતાપરાય મા. દવે [૧૨] લખતર (૧૩) ઇન્દુકુમાર ન. શાહ [૧૫] સુરત (૧૪) **ઉર્મિલા** [૯] **ધોરાજી** (૧૫) મુકુન્દરાય એસ. મહેતા [૧૩] અમદાવાદ (૧૬) નરેન્દ્રમાર ને. શાહ [૬ાા] લુણાવાડા (૧૭) મોહનલાલ એમ. પરમાર [૧૨] ઉત્તરપરા.

**સૌ. મધુમાલતી ર. દલાલ**





# ડોંગરેનું બાલામૃત

છોકરાંઓ માટે પુષ્ટીકારક દવા છે

232

# આ અંકનાં લખાણો



---

# આવતો અંક—વિજ્ઞાન અંક

બાલમિત્રોને જાણીને આનંદ થશે કે 'બાલજીવન'નો આવતો અંક **વિજ્ઞાન અંક** તરીકે નીકળશે. વિજ્ઞાન અંક જાણી બાળકોએ કંટાળવાની જરૂર નથી. તમારા હંમેશના માનીતા લેખકોના રસમય લેખો, વાતો, ગીતો, જાણવાજોગ માહિતી વગેરેથી એ આખો અંક ભરપુર છે. થોડીક વિગતો નીચે આપી છે :—

***કોયલબહેન**—છેક નાનાં બાળકો માટે વૈજ્ઞાનિક બાલપાઠ. (દીનુભાઇ જોષી.) ***ગધ્ધાભાઇ** 'બાલમિત્ર'ના તંત્રી શ્રી. ઉમિયાશંકર ઠાકરનું પ્રાણીગીત. ***વાઘનો શિકાર**—જંગલના રાજાની જીવનની ઝાંખી કરાવતી રોમાંચકારી રસપ્રદ શિકારકથા—(કસનજી મ. દેસાઇ). ***સબમરીન પાણીમાં રહી શકે ?**—સાગરની છાતી પર સરકતી નૌકાઓના કાળ સમી જળબૂડ નૌકાઓ સાગરના જળગર્ભમાં શી રીતે રહી શકતી હશે એ કોયડો આ સપ્રયોગ સચિત્ર લેખ વાંચશો એટલે આપોઆપ સમજાશે. ***સાપ અને કરચલાની લડાઇ**—(સૌ. પ્રભાવતી પજવાણી). નજરે જોયેલી એક પ્રાણીજીવનની અદ્ભુત કહાણી. ***મેજશણગાર**—તમારી સ્ટેશનરી મૂકવા મેજ શણગારની એક ચીજ સરળતાથી બનાવાય એવો કિમિયો-સચિત્ર. (નવલકાન્ત ભાવસાર, બી., એસસી). **બિલાડી** રસમય મનોરંજક માહિતીરૂપ વાર્તા—(શ્રી. હિંમતલાલ મર્થક.) **હાથીદાંત**—જગતના એક કિંમતી પદાર્થ વિશે અનેક જાણવા જેવી વાતો. (ધનંજય ર. શાહ). **સમતોલપણું** વૈજ્ઞાનિક વિગતો સરળ રીતે સમજાવતો એક લેખ. (રતિલાલ દલાલ). ***ગણિત ગંમત** એક નવો નુસખો (. ત્રિભુવન હેમાણી.) ***રસીલાનું રસોડું**—આ નવા હપ્તામાં ખોરાકનાં જીવનસત્ત્વો વિશે રસમય ઉપયોગી આરોગ્ય વિષયક માહિતી આપેલી છે. (સૌ. મધુમલતી દલાલ). ***મરઘાં અને એની ઉછેર**—ભારતવર્ષના એક ગૃહઉદ્યોગ વિશે રસમય માહિતી સુંદર પૂર્ણરંગી મુખચિત્ર સહિત--(ડો. મોહનલાલ જ. પાઠક). **મેંદીનાં પાન**--અળતા જેવા લાલ ચટકદાર હાથ--પગ બનાવનાર કન્યાઓની એ માનીતી ચીજની કહાણી-એમની જ એક બહેન (કુ. સુમુખી મજમુંદાર, બી. એ.) રજુ કરે છે. ***અજબ દુનિયા** જગતની અનેક નવાઇઓની વાતો (સચિત્ર-ર. ના. શાહ). ***વાઘભાઇ**-ડો. મહાદેવપ્રસાદભાઇ બ્રહ્મદેશના એક વાઘની રસમય વાત રજુ કરે છે. ***જંગલનાં હિંસક જનાવરો**--વાઘ, સિંહ, ચીત્તો, પુમા, જગ્વાર વગેરે જંગલના જીવો સંબંધી વાતો--પુષ્કળ ચિત્રો સાથે (શ્રી. વિજયાલક્ષ્મી મ. દિક્ષિત.) ***પ્રાણીજગતના વિચિત્ર જીવો**-(ર. ના. શાહ) જગતનાં અનેક નવાઇ જેવાં જનાવરોનો પરિચય * **મધમાખી**--મીઠું મીઠું મધ આપી તમારું દિલ ખુશ કરનાર એ જંતુની લીલા કુ. સરલાદેવી રાયચુરા આકર્ષક રસમય વાણીમાં રજૂ કરે છે—સચિત્ર. **સ્વદેશ—અને એના ઉપાય**--એકેએક બાળકે ખાસ વાંચીને હૈયામાં સમાવી રાખવા જેવો અત્યંત ઉપયોગી માહિતીપૂર્ણ લેખ—(કુ. જ્યોત્સના ઠાકોર, બી. એ.). અને એ ઉપરાંત બીજા ચિત્રો--લેખો -વગેરે ચાલુ અંક કરતાં દોઢગણો દળદાર સચિત્ર ખાસ અંક.

239

બહાર પડી ચૂકેલ છે ]　　　　[ તદ્દન નવાં પુસ્તકો

## સંસ્કારી કુટુંબોના ઘરના શણગારરૂપ

# શિશુસાહિત્યમાળા

: સંપાદક :

**વજુભાઇ દવે**

—: જેમનાં પુસ્તકો :—

હજારોની સંખ્યામાં લાખો બાળકો વાંચે છે
તેવા સિદ્ધહસ્ત લેખકોએ લખેલા

**૫૦ પુસ્તકોનો સેટ**

**સમર્થ લેખકો**

* સ્વ. ગિજુભાઇ * મોંઘીબહેન * સોમાભાઇ ભાવસાર * પુંડરીક * વજુભાઇ દવે * ગોવિંદભાઇ ઠાકર * ઇન્દુપ્રસાદ ભટ્ટ * મણિલાલ ઠાકર * સોમાભાઇ પટેલ * ચંદ્રભાઇ કા. ભટ્ટ * મર્થક * જયંતીલાલ આચાર્ય * ગિરીશ રાવળ * હીરાલાલ દવે.



બાળવર્ગથી ધોરણ ૫ મા સુધીનાં બાળકો વાંચી શકે તેવાં શાસ્ત્રીય ઢબે લખેલ પુસ્તકો એક જ કુટુંબનાં નાનાંમોટાં બાળકોને ઉપયોગી થઇ પડે તેવાં

**: સર્વોત્તમ ૫૦ પુસ્તકોનો સેટ :**

— જેમાં —

* વાર્તાસાહિત્ય * પરીકથાઓ * વિજ્ઞાનસાહિત્ય * બાલકાવ્યો * ગીતસંગ્રહ * રેખાચિત્રો * વીરકથાઓ * ઐતિહાસિક વાર્તાઓ * કેટલાક જીવંત પ્રસંગોનાં વાર્તારૂપે વર્ણનો.

ક્રાઉન સાઇઝ, પાન ૨૩૦૦નું વાચન, પુષ્કળ ચિત્રો

**૫૦ પુસ્તકોનો સેટ ઘેર બેઠા રૂા. ૮–૮–૦ માં મળશે.**

**જેચંદ તલકશી એન્ડ સન્સ** ૧૪૬ હોર્નબી રોડ
મુંબાઇ

240

# શિશુ સાહિત્યમાળા

## પુષ્પો ૧ થી ૫૦

### ૧-૯ નિસરણી

[સચિત્ર]

લેખકો: **વજુભાઈ દવે અને**

**ગોવિંદભાઈ ઠાકર**

પ્રત્યેક વાચનપોથી મોટા ટાઇપથી બાળકોને રુચિકર રીતે, સચિત્ર છાપવામાં આવેલ છે. અ, આ, ઇ થી અઃ સુધીમાં નવ ક્રમ પાડવામાં આવે છે અને દરેક ક્રમની ૩૨ પાનાની એક પોથી શાસ્ત્રીય ઢબે, અનુભવી લેખકો પાસે તૈયાર કરાવેલ છે. પ્રત્યેક ક્રમે લાલ સાહીનો ઉપયોગ કર્યો છે. ફકત મૂળાક્ષરો શીખેલ બાળકો પાસે આ પોથીઓ ક્રમિક રીતે ધરવામાં આવશે તો બાળકો સ્વતઃ આગળ જશે. બાળકોને વાચન પર સરળતાથી ચઢાવવા માટે એક સેટ જરૂર વસાવો. દરેકની કિં. ૦-૨-૦

### ૧૦ વાર્તા મંજરી

લેખક-**સોમાભાઇ પટેલ**

ઉત્તમ શૈલીથી લખાયેલ કેટલીક બાળકોપયોગી રસપ્રદ વાતો. કિંમત ૦-૩-૦

### ૧૧ કેસરીસિંહ

[સચિત્ર]

લેખક-**મોંઘી બહેન**

સળંગ રસપ્રદ વાતો કિં. ૦-૨-૦

### ૧૨ આલખાચરને બીજી વાતો

[સચિત્ર]

લેખક :-**મોંઘી બહેન**

જુની બાળકોપયોગી અપ્રગટ રસિક વાર્તાઓ કિંમત ૦-૩-૬

### ૧૩ રઘુરાજા ને બીજી વાતો

લેખક :-**મોંઘીબહેન**

બાળકોને ગમે તેવો વાર્તાસંગ્રહ. ૦-૩-૬

### ૧૪ ખારેક ટોપરાં

લેખક : **સોમાભાઈ ભાવસાર**

રમુજી ટુચકા સંગ્રહ કિંમત ૦-૨-૦

### ૧૫ નાના હતા ત્યારે

[સચિત્ર]

લેખક : **સોમાભાઇ ભાવસાર**

પંડિત જવાહરલાલ નહેરૂ, વલ્લભભાઇ પટેલ વગેરે નેતાઓ નાના હતા ત્યારે તેમના બાલજીવનના કેટલાક પ્રસંગો કિંમત ૦-૩-૦

### ૧૬ ફરવા જતાં

[સચિત્ર]

લેખક : **ઉમિયાશંકર જોષી**

નાની નાની બાબતો માટે બાળકોને વિચાર કરતા પ્રસંગો. કિં. ૦-૩-૦

(૨૫૧)

## ૧૭ અમથારામ

[ સચિત્ર ]

લેખક : ગુલાબસિંહ બારોટ

બાળકોને ગમે તેવી વિનોદી કથા

કિંમત ૦-૩-૦

## ૧૮ બારોટનાં ઉખાણાં

નૂતન ઢબે યોજાયેલ વિનોદી ટુચકા

કિંમત ૦-૨-૦

## ૧૯ આપણા શ્રમજીવીઓ

[ સચિત્ર ]

લેખક-મર્થક

મોચી, હજામ, રોજનાં પરિચિત શ્રમજીવીઓનાં રેખાચિત્રો

કિંમત ૦-૨-૦

## ૨૦ પુંડરીકનાં બાલકાવ્યો

[ સચિત્ર ]

લેખક —પુંડરીક

બાળ ભોજ્ય નૂતન શૈલીથી લખાયેલ, અને બાળકોને ગમેલ મૌલિક ગીતસંગ્રહ. કિંમત ૦-૨-૬

## ૨૧ આપણી વનસ્પતિઓ

લેખક : ગિજુભાઇ

બાળકોને ગમે તેવી સાદી ભાષામાં જુદીજુદી વનસ્પતિનો પરિચય આપવામાં આવેલ છે. કિં. ૦-૨-૦

## ૨૨ ફૂલોની સુગંધ

પુષ્પોની પરાગમાં જીવન્ત રસ રેડનાર બાળ સાહિત્ય કિંમત ૦-૨-૬

## ૨૩ કેમ રહેવાય

[ સચિત્ર ]

લેખકઃ-ગિજુભાઇ

બાળકોને વિચાર કરતાં કરે તેવાં કેટલાક રોજીંદા જીવન વિષે વિચારો

કિંમત ૦-૨-૦

## ૨૪ નવી ઇસપનીતિ

[ સચિત્ર ]

લેખક—ગિજુભાઇ

ઇસપ નીતિની ઢબે ચાલુ જમાનાને યોગ્ય બાળકો સમજી શકે તે પ્રકારે થયેલ તદ્દન મૌલિક પ્રયત્ન.

કિંમત ૦-૫-૬

## ૨૫ વિઠ્ઠલેશ્વર

[ સચિત્ર ]

લેખક : વજુભાઇ દવે

શિક્ષકનું જીવન છોડી, પટાવાળાનું જીવન સ્વીકારેલ વિઠ્ઠલેશ્વરના કેટલાક પ્રસંગો કિંમત ૦-૨-૬

## ૨૬ વાળનું ઝાડ

લેખકો-ઇંદુપ્રસાદ ભટ્ટ, મણિલાલ ઠાકર

સપ્રયોગ સિદ્ધ થયેલ બાળકોને ખૂબજ ગમતી સળંગ પરીકથા

કિંમત ૦-૩-૦

## ૨૭ દીવડા

[સચિત્ર]

લેખક-શ્રી પુંડરીક

બાળકોના માનીતા કવિ શ્રી પુંડરીકે તૈયાર કરેલાં નવાં ગીતો કિ. ૦-૨-૬

## ૨૮ વાર્તાલહરી

[ સચિત્ર ]

લેખક-ગિરીશ રાવળ

ગિજુભાઇએ વખાણેલ ખાસ વાર્તાઓ

કિંમત ૦-૩-૦

## ૨૯ રાજમાતા રૂપસુંદરી

[ સચિત્ર ]

**લેખક-ચંદ્રભાઈ ભટ્ટ**

ચોથા ધોરણનાં બાળકોને ઉપયોગી ઐતિહાસિક વાર્તા સાહિત્ય. ૦-૩-૦

## ૩૦ સાત વારની કથા

[ સચિત્ર

**લે.-ઈંદુપ્રસાદ ભટ્ટ, મણિલાલ ઠાકર**

પ્રત્યેક વારને અનુલક્ષી લખાયેલ વાર્તાસંગ્રહ. ૦-૩-૬

## ૩૧ મડાપચીસી

**લે.-ઈંદુપ્રસાદ ભટ્ટ, મણિલાલ ઠાકર**

સમર્થ કવિ શામળની વાર્તા ઉપરથી બાળકો સમજી શકે તેવી રીતની ભાષામાં તૈયારકરેલ વાર્તાસાહિત્ય. ૦-૪-૦

## ૩૨ પશુપંખી

**લે.-ઈંદુપ્રસાદ ભટ્ટ, મણિલાલ ઠાકર**

બાળભોજ્ય લોકવાર્તાની ઢબે લખાયેલ નવી વાર્તાઓ ૦-૩-૦

## ૩૩ બાબો ના મળે

**લે. ઈંદુપ્રસાદ ભટ્ટ, મણિલાલ ઠાકર**

બાલજીવનના પ્રસંગો પરથી યોજવેલ નૂતન બાળસાહિત્ય ૦-૩-૦

## ૩૪ વાર્તા મંજરી

ભાગ ૨ જો

[ સચિત્ર ]

**લેખક-સોમાભાઈ પટેલ**

બાળ ભોજ્ય વાર્તા ભંડાર ૦-૨-૬

## ૩૫ આરસના કટકા

**લે.-ઈંદુપ્રસાદ ભટ્ટ, મણિલાલ ઠાકર**

સાચા તેર પ્રસંગો ૦-૩-૦

## ૩૬ શિવુભાઇની વાતો

લેખક-શિવુભાઇની સુંદર કલમે આલેખાયલ પાંચ વાર્તાઓ ૦-૩-૦

## ૩૭ સોનેરી પાન

**લે.-ઈંદુપ્રસાદ ભટ્ટ, મણિલાલ ઠાકર**

અલૌકીક વાર્તાઓ ૦-૪-૬

## ૩૮ તાનસેન

**લેખક-જયંતીલાલ આચાર્ય**

શ્રી ક્ષિતીમોહન સેનના આધારે શ્રી આચાર્યની સિદ્ધહસ્ત કલમથી તૈયાર થયેલ જગપ્રસિદ્ધ ગવૈયા તાનસેનના બાળભોજ્ય જીવનપ્રસંગો

૦-૨-૦

## ૩૯ મૂળાક્ષરની પલટન

**લે. ઈંદુપ્રસાદ ભટ્ટ, મણિલાલ ઠાકર**

૦-૨-૬

## ૪૦ ઠાકુરદાની વાતો

[ સચિત્ર ]

**લેખક-જયંતીલાલ આચાર્ય**

બાળસાહિત્યમાં તદ્દન નવી ભાત પાડતી શ્રી ક્ષિતિમોહન સેનની વાર્તાઓ ઉપરથી શ્રી. જયંતીલાલ આચાર્યની કલમે નીતરેલ વાર્તાઓ

૦-૨-૬

## ૪૧ અગરબત્તી

[ સચિત્ર ]

**લે.-ઈંદુપ્રસાદ ભટ્ટ, મણિલાલ ઠાકર**

બાળકોને ગમે તેવી વિવિધ વાર્તાઓ

૦-૩-૦

2513

## ૪૨ સોરઠી બાળ વાતો ભાગ ૧ લો.

[ સચિત્ર ]

લેખક-**હીરાલાલ દવે**

બાળકો વાંચી શકે તેવી સોરઠની વીરકથાઓનો સંગ્રહ ૦-૩-૦

## ૪૩ સોરઠી બાળવાતો ભાગ ૨ જો.

[ સચિત્ર ]

લેખક-**હીરાલાલ દવે**

સોરઠની વીર કથાઓનો બીજો સંગ્રહ ૦-૩-૦

## ૪૪ વનવાસીઓ

[ સચિત્ર ]

**લે. ઇંદુપ્રસાદ ભટ્ટ, મણિલાલ ઠાકર**

માનવજીવનનો ઇતિહાસ બાળકો વાંચી શકે તેવી રીતે લખાયેલ સંગ્રહ ૦-૩-૦

## ૪૫ ગુણવંતી ગુજરાત

[ સચિત્ર ]

લેખક-**ઇંદુપ્રસાદ ભટ્ટ**

ચોથા ધોરણના બાળકો વાંચી શકે તેવી સરલ ભાષામાં લખેલ ગુજરાતી વાર્તાસંગ્રહ. ૦-૬-૦

## ૪૬ વનરાજ ભાગ ૧ લો

[ સચિત્ર ]

લેખક-**ચંદ્રભાઇ કા. ભટ્ટ**

ચોથા ધોરણનાં બાળકો માટે ખાસ તૈયાર કરાવેલ ઐતિહાસિક ઇતર વાચન ૦-૩-૬

## ૪૭ વનરાજ ભાગ ૨ જો

[ સચિત્ર ]

લેખક-**ચંદ્રભાઇ કા. ભટ્ટ**

ચોથા ધોરણનાં બાળકો માટે ખાસ તૈયાર કરાવેલ ઐતિહાસિક ઇતર વાચન ૦-૩-૬

## ૪૮ ફૂલગીતો

[ સચિત્ર ]

લેખક-**સોમાભાઇ ભાવસાર**

નવાં બાળ ગીતોને ૦-૩-૦

## ૪૯ અગાસી

[ સચિત્ર ]

**લે.-વજુભાઈ દવે ગોવિન્દભાઇ ઠાકર**

બાળવર્ગનાં બાળકો વાંચી શકે તેવા વાચન માટેનો સંગ્રહ ૦-૩-૦

## ૫૦ રમતાં ગીતો

[ સચિત્ર ]

**સંપાદક-વજુભાઈ દવે**

વર્ષોના અનુભવ પછી સંપાદકે પસંદ કરેલ સંગ્રહ એક વખત સાંભળ્યા પછી, બાળકની જીભના ટેરવે જલદી ચડે તેવો બાળ ભોજય ગીત સંગ્રહ. ૦-૪-૦

**મુંબઇ ઇલાકાના સરકારી કેળવણી ખાતાએ પુષ્પ ૧થી ૩૮ સુધી ઇનામ લાયબ્રેરી તરીકે મંજુર કર્યાં છે- વડોદરા રાજ્યના કેળવણી ખાતાએ ૧ થી ૨૫ પુસ્તકો મંજુર કર્યાં છે- વેસ્ટર્ન ઇન્ડીઆ સ્ટેટ એજન્સીએ ૧ થી ૩૮ સુધીનાં પુસ્તકો ઇનામ લાયબ્રેરી તરીકે મંજુર કર્યાં છે બાકીના પુષ્પો મંજુરી માટે મોકલ્યા છે.**

247



બાળકો, અને કિશોરો માટે ગુજરાતી ભાષાની લોકપ્રિય ગ્રંથમાળા

# ગુર્જર બાલગ્રંથાવલિ

## સંપાદક : રમણલાલ નાનાલાલ શાહ, તંત્રી, બાલજીવન

સુપ્રસિદ્ધ બાલસાહિત્યના લેખકોના સહકારથી તૈયાર થયેલી અનેક રંગબેરંગી ચિત્રો સાથેની આ ગ્રંથાવલિમાં વાર્તા, કળા, સંવાદ, ઉખાણાં, ગણિત ગમ્મત, હાસ્ય, વિજ્ઞાન, વગેરે વિષયો સરળ રીતે રજુ કરવામાં આવ્યા છે.

### શ્રેણિ પહેલી

[૧] કીર્તિકથાઓ ૨॥ આના
[૨] હીરામોતી ૩ આના
[૩] બુલબુલ ૩ આના
[૪] ટોલ્સ્ટોયની નીતિકથાઓ ૩॥ આના
[૫] કયારે સમજીશું ૩ ,,
[૬] ટનટન ૨॥ આના
[૭] વરતો ને ઉખાણાં ૨॥ ,,
[૮] વેરાયેલાં ફૂલ ૩ ,,
[૯] રઝળતો રાજહંસ ૩
[૧૦] પ્રશ્નપેટી ૩ ,,
[૧૧] ગણિતગમ્મત ૨॥ ,,
[૧૨] હસતું મોં ૩ આના
[૧૩] પ્રાણીવર્ણન ૪ ,,
[૧૪] બાળકોની રમતો ૩ ,,
[૧૫] ધરતીકંપ ૩ આના
[૧૬] ચાર સુંદર સંવાદો ૩ ,,
[૧૭] જાપાનનો જ્વાળામુખી ૩ આના
[૧૮] ચાંદો સૂરજ ૪ ,,
[૧૯] જંગલમાં રખડતાં ૪ ,,
[૨૦] જ્ઞાનગંગા ૩ ,,

### શ્રેણિ બીજી

[ ૧ ] અંતરનાં અજવાળાં ૫ આ.
[૨] કૂતરાંની કહાણી ૮ આ.
[૩] ગરવી ગૂજરાત ૭ આ.
[ ૪ ] જગતના જંગલમાંથી ૫ ,,
[૪] કીર્તિમંદિર ૫ ,,
[૬] વાઘની બોડમાં ૬ ,,
[ ૭ ] વિજ્ઞાનવિનોદ ૫ ,,
[૮] નાનકડી વાતો ૬ ,,
[૯] કથાગીતો ૬ ,,
[૧૦] વાનરપુરાણ ૬ ,,
[ વાર્ષિક ગ્રાહકને **જનપદ** (૧૨ આના) **ભેટ** ]

### શ્રેણિ ત્રીજી

[૧] ચાંદની ૪ આના
[૨] શિકારકથાઓ ૮ આના
[૩] રમકડાં ૬ આના
[૪] ભવ્ય જગત ૧૦ ,,
[૫] પક્ષીમિત્રો ૫ આના
[૬] તુલસીદાસ ૩ આના
[૭] ચાલો ગામડામાં ૬ ,,
[૮-૯] સુમનસૌરભ ૫ આના
[૧૦] વિમાનની વાતો ૫ ,,

**અમર યાત્રાધામો**-ભેટચોપડી. ૧૨ આના

## ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ

Regd. No. B-1490





રમણલાલ નાનાલાલ શાહે વડોદરા રાવપુરામાં અશોક પ્રિન્ટરીમાં છાપ્યું.
બાલજીવન કાર્યાલય, બાજવાડા, વડોદરાથી પોતાને માટે પ્રકટ કર્યું. તા. ૬-૨-૧૯૪૧